# ખાલીદ બીન વલીદ.

ચિશ્તીઆ ગ્રંથમાળા નંબર ૧ લો

# ખાલીદ બીન વલીદ રદી૦

## (ટુંક જીવન ચરિત્ર)



લેખક:-મુન્શી. હામેદમીયાં ડોસુમીયાં.

અમદાવાદ.



પ્રકટ કર્તા

પઠાણ નિઝામખાન નુરખાન વકીલ.

અમદાવાદ.



આવૃત્તિ ૧ લી. પ્રત ૫૦૦.

ઈ. સ. ૧૯૧૮



કિંમત ૦-૧૨-૦





## ના. મહેરબાન પીરસાહેબ શ્રી માટામીયાં સાહેબ.

સજ્જાદેનશીન ચિસ્તીઆ ગાદી. માંગરોલ.

હુઝુરે સુન્નતુલ ઇસ્લામ-આ લઘુ પુસ્તક "**ખાલીદ બીન વલીદ** રદીનું ટુંક જીવન વૃતાંત" જેમણે પાક ઇસ્લામ ધર્મ તરફ અતિ વખાણવા લાયક સેવા બજાવેલી છે. આપ નામદારશ્રી મહાન ચિસ્તીઆ ખાનદાનમાં માંગરોલ ( ગુજરાત )ના ગાદીપતી પીર દરજ્જા ઉપર પોતાના તરીકાને દીપાવી રહ્યા છો. સચીન સ્ટેટના નાયબ દીવાન જેવા અધિકારનું રાજીનામું આપી પાક મઝહબ અને કોમ હિતના નેક કાર્યોમાં તન-મન-ધન તથા વખતના ભોગે વખાણવા લાયક સેવા બજાવી રહ્યા છો. ઇત્યાદી સાચા સદગુણોથી આકર્ષાએ તેવા એક ઇસ્લામી નર રત્નનું વૃતાંત તે આપશ્રીને અર્પણ થાય તોજ ઘટિત થયું ગણાય એમ અમારી અરજનો સ્વીકાર કરવાથી આપશ્રીનેજ અર્પણ કરવામાં માન સમજી કૃતાર્થ થયા છીએ.

લિ. હુજુરશ્રીનો અદના ખાદેમ.

અમદાવાદ. પ્રકટ કર્તા.



# પ્રસ્તાવના.



આ વિશ્વમાં કેટલાક એવા શુરવીર અને ગંભીર પુરૂષો થઈ ગયા છે, કે જેઓ લાંબા સમયથી આ અસાર સંસારનો ત્યાગ કરી ગયા છતાં, હજી પણ તેમની કીર્તી અને શુરાતનના કામો સુર્યના તેજસ્વી કિરણોની પેઠ ઐતિહાસીક પુસ્તકોમાં પ્રકાશી રહ્યાં છે. જો કે તેમના ચેતન્ય હિન પંચ ભૂત રૂપી શરીરો લાંબા કાળથી માટીમાં મળી ગયાં છે. પણ તેમના સદાચાર અને શુરાતનના કાર્યોના પ્રતાપે તેમના આત્મા હજી પણ અમર છે. અને યાવતચંદ્ર દિવાકરો સુધી તેમજ રહેશે. તેમને આ વિશ્વમાંથી લીલા કરી જવાને લાંબો સમય થયો છતાં આજે પણ આપણે તેમની કીર્તીના ગુણગાન ગાઇ રહ્યા છીએ. ઐતિહાસીક પુસ્તકો એ શુરવીર અને સદાચારી પુરૂષોના કીર્તીના ભંડાર સમાન છે. એટલુંજ નહિ, પણ તે તેમના કીર્તી સ્થંભોજ છે. તેમના વાંચનથી આપણે આપણા પુર્વજો અને પુર્વની સ્થિતી વિષે કાંઇક જ્ઞાન સંપાદન કરી શકીએ છીએ. અને તેમાંથી આપણને ઘણું શીખવાનું મળે છે. વીર પુરૂષોના જીવનચરિત્રો વાંચવાથી આપણે આપણું જીવન ઉન્નત બનાવી શકીએ છીએ. અને તેમનું અનુકરણ કરી ગમે તેવું કઠણ કામ પણ સહેલાઇથી કરી શકીએ છીએ. એટલુંજ નહિ પરંતુ તેમનો દાખલો લઈ સંકટ સમયે ધૈર્ય ધરી સદકર્મો પણ

કરી શકીએ છીએ. આ વિશ્વમાં અનેક વીર પુરૂષો થઇ ગયાં છે. જેમણે પોતાના સમયમાં શુરાતન અને સદાચારના કામો કરી પોતાનાં નામ અમર કર્યાં છે. પરંતુ તે સર્વમાં શુરવીર અને સદગુણી મુસલમાનોએ તો અવધીજ કરી છે. તેમના જેટલું શુરાતન બીજી કોઇ પણ પ્રજાએ દેખાડ્યું નથી. શુરવીર રોમન અને ગ્રીકોએ પણ તેમના જેટલા વિસ્તીર્ણ પ્રદેશો ઉપર રાજસત્તા ભોગવી નથી. આ બીના ઇતિહાસથી સિદ્ધ થઇ શકે છે. શુરવીર ઇસ્લામીઓએ આ વિશ્વના લગભગ અર્ધ વિભાગ ઉપર પોતાની રાજસત્તા પ્રસારી હતી. આજે જેમ દુનિઆના પાંચ ખંડ ગણાય છે. તેમ પ્રથમ ન હતું. તે વખતે માત્ર ત્રણ ખંડ લોકોના જાણુવામાં આવ્યા હતા. તેમાંથી ઇસ્લામીઓએ નીચે વર્ણવેલા પ્રદેશો ઉપર પોતાની રાજ્યસત્તા પ્રસારી હતી.

**એશીઆ**—અરબસ્તાન, તુરકસ્તાન. ઇરાન, અફઘાનિસ્તાન, બલુચિસ્તાન, હિંદુસ્થાન, તેમજ ચીન અને રૂશીઆનો કેટલોક ભાગ; આદી પ્રદેશો શુરવીર મુસલમાનોએ જીતી લીધા હતા. આ પ્રમાણે એશીઆ ખંડના અર્ધ કરતાં વધુ વિસ્તાર ઉપર તેમણે પોતાની રાજ્યસત્તા જમાવી હતી. અને તેના જોઇએ તેટલા પુરાવાઓ આજે આ પણને ધર્મશાસ્ત્રો, ઐતિહાસીક પુસ્તકો અને લાંબા કાળથી ચાલતી આવેલી કથાઓ ઉપરથી મળી આવે છે. તેમજ દેશાટણ કરતાં અનેક રાજ્યો અને તેવાજ અનેક જોવા લાયક પ્રત્યક્ષ દેખાવો એજ તેની સાબીતીના મુદ્રાલેખો છે!

તેજ પ્રમાણે યુરોપ ખંડમાં—સ્પેન, રોમ, તુરકસ્તાન આદિ પ્રદેશો તેમણે જીતી લીધા હતા. તદુપરાંત શુરવીર તુર્ક લોકો એકવાર ઓસ્ટ્રીયાની રાજ્યધાની વીએના સુધી પહોંચી ગયા હતા. વળી ઇસ્લામીઓએ આફ્રિકાના ઉત્તર કિનારાના લગભગ સઘળા પ્રદેશો જીતી લીધા હતા. આ પ્રમાણે તેમણે દુનિઆના લગભગ અડધા વિસ્તાર ઉપર રાજસત્તા ભોગવી હતી. જેવા તેઓ શુરવીર હતા. તેવાજ તેઓ ન્યાયપરાયણ પણ હતા. પોતાની સમસ્ત પ્રજાને તેઓ એક સરખો ન્યાય આપતા હતા. ઇસ્લામીઓ કેવા ન્યાયપરાયણ હતા તે બાબત હઝરત ઉમર ફારૂક રદી. ના વખતમાં બનેલા એક ખરા બનાવ ઉપરથી જણાઇ આવે છે. તે મહાત્માએ એક ગંભીર અપરાધ બદલ પોતાના પ્રીય પુત્રને દેહાંતની શિક્ષા કરી હતી. મુસલમાનોની ન્યાયપરાયણતાનો આ કાંઇ એકજ દાખલો નથી. પણ તેવા અનેક દાખલાઓ છે, જે પ્રસંગોપાત બતાવવામાં આવશે. હિંદુસ્થાનમાં પણ ઇસ્લામી રાજ્ય સત્તા સ્થાપ્યા પછી મુસલમાન રાજ્યકર્તાઓએ પોતાની સમસ્ત પ્રજાને એક સરખો ન્યાય આપવાને પોતાનું બનતું કર્યું છે- આ બીના નીચે આપેલા ઉદાહરણો ઉપરથી જણાઇ આવશે. દિલ્હીના સુલતાન બહીલોલખાન લોદીનો એક શાહજાદો હાથી ઉપર સવાર થઇ એક દહાડો શહેરમાં ફરતો હતો. એટલામાં એક વાણીયાના ઘર પાસેથી પસાર થતાં તે ઘરમાં રહેતી વાણીયણ પોતાના ચોકમાં નાવણીયામાં સ્નાન કરી રહી હતી, [illegible]

હોવાથી શાહજાદાનીએ વહેમ ચુકથી પાનની પીચકારી નીચે નાંખવા જતાં પડી. ઉપર વાણીયણે ઉંચું જોયું તો શાહજાદો તેની દ્રષ્ટીએ પડ્યો. તેથી તે લજ્જા પામી. અને સઘળી બીના પોતાના પતીને સવિસ્તાર કહી સંભળાવી. બીજા દીવસે વાણીયો સુલતાનના દરબારમાં ગયો, અને અરજદારોના ટોળામાં ઉભા રહી, પોતાની ફરીઆદ સુલતાન સમક્ષ નિવેદન કરી. સઘળી હકીકત સાંભળીને સુલતાને એવો હુકમ કર્યો કે ' શાહજાદાની બેગમ પણ તેવીજ સ્થિતીમાં બેસે, અને વાણીયો તેની સાથે તેવીજ ચેષ્ટા કરે" સુલતાનની આવી આજ્ઞા સાંભળીને દરબારીઓ સ્તબ્ધ થઇ ગયા. અને એક શબ્દ માત્ર પણ બોલી શકયા નહિ. પરંતુ વાણીઆએ વિનંતી કરી કે " ખુદાવંદ હું આપના ન્યાયથી પ્રસન્ન થયો છું. મને યોગ્ય ન્યાય મળી ચુક્યો છે. અને તેથી હું શાહજાદાનો અપરાધ ક્ષમા કરૂં છું. અહા કેવો અપૂર્વ ન્યાય ! ન્યાયપરાયણતાના આવા સર્વોત્તમ દાખલાઓ વાંચ્યા પછી પણ ઇસ્લામી બાદશાહોને અન્યાયી કહેવા એ મુર્ખતા નહિ તો બીજું શું ? શહેનશાહ જહાંગીર શાહે પણ એક બ્રાહ્મણને તેવોજ ન્યાય આપ્યો હતો. તે ઉપરથી જણાય છે કે મુસલમાન બાદશાહો ઘણા ન્યાય પરાયણ હતા. અને તેથી તેમને કૃત્રની દુષ્ટ, ઘાતકી, આદિ જે અયોગ્ય વિશેષણો આપવામાં આવે છે, તે ધર્મ ભેદ અને દ્વેષભાવનુંજ પરિણામ છે.

જેમ જેમ ઐતિહાસીક બાબતોનું સંશોધન થતું જાય છે તેમ તેમ મુસલમાન બાદશાહોની ન્યાયપરાયણતાના [illegible]

લાઓ વધુ પ્રમાણમાં મળતા જાય છે. થોડા સમય પહેલાં કરવામાં આવેલી શોધ ખોળના પરિણામે એવી બીના બહાર આવી છે કે "કલકત્તાના કારાગ્રહ વિષે જે ઉલ્લેખ ઐતિહાસીક પુસ્તકોમાં જોવામાં આવે છે, તેમાં સત્યતાનો અંશ પણ નથી. એટલુંજ નહિ, પરંતુ આવો બનાવ કલકત્તામાં કદી પણ બન્યો નહોતો." તેજ પ્રમાણે મૈસુરના ટીપુ સુલતાન વિષે કહેવામાં આવે છે તે પ્રમાણે તે હિંદુઓના શત્રુ નહિ પણ મિત્ર હતા. અને જ્યારે મરેઠાઓએ એક હિંદુ દેવળ તોડી નાખ્યું, ત્યારે સુલતાને ઉક્ત દેવળ દુરસ્ત કરાવી આપ્યું. આ પ્રમાણે ઐતિહાસીક વિષયોને લગતી નવીન શોધખોળો થવાથી "ગુજરાતી" જેવું એક અગ્રેસર સાપ્તાહિક વર્તમાનપત્ર પોતાના તા. ૩૦ મી ડીસેમ્બર ૧૯૧૭ ના અંકના લીડરમાં જણાવે છે કે "મુસલમાન બાદશાહોને કેટલાક ઐતિહાસીક પુસ્તકોમાં નિર્દય બતાવવામાં આવ્યા છે. પરંતુ વાસ્તવિક રીતે જોતાં તેઓ તેવા હતાજ નહિ." આ વાક્યો ઉપરથી સિદ્ધ થાય છે કે મુસલમાન બાદશાહોને જે અનુચિત વિશેષણો આપવામાં આવે છે, તે દ્વેષભાવનુંજ પરિણામ છે.

હવે કદાચ કોઇ એવો પ્રશ્ન કરે કે ઉપર્યુક્ત વર્ણનને આ નવીન પુસ્તક સાથે શો સંબંધ છે? આ પ્રશ્નનો એજ જવાબ છે કે આ નવીન કૃતીમાં મુસલમાનોની વીરતા અને તેમની લડાયક રાજ્યનીતી વિષે ઉલ્લેખ કરવામાં આવ્યો છે. અને તેને ઉપર્યુક્ત વર્ણન સાથે ગાઢો સંબંધ હોવાથી ઉપલી હકીકત સવિસ્તાર આપવામાં આવી છે. દ્વેષીલાં ઇતિહાસવેત્તાઓ મુસલમાનો ઉપર બે આક્ષેપો મૂકે છે. (૧)

ઓઓ ઉપર જુલમ. (૨) સામાન્ય લુટફાટ. પરંતુ આ નવીન પુસ્તકમાં વર્ણવેલી અનેક લડાઇઓમાં મુસલમાનોએ વિજય પ્રાપ્ત કર્યો હતો, છતાં એક પણ સ્થળે તેમણે લુટફાટ કરી અબળા જાતી ઉપર જુલમ ગુજાર્યો નથી. એટલુંજ નહિ પણ ૨૧ મા પ્રકરણમાં વર્ણવેલી લડાઇમાં રોમન રાજકુમારી ઇસ્લામી સૈનિકોના હાથે કેદ પકડાઇ હતી. તેના ઉપર કોઇ પણ પ્રકારનો જુલમ કે ત્રાસ નહિ ગુજારતાં માનસહિત તેના પિતા પાસે મોકલી દેવામાં આવી હતી. તદુપરાંત હઝરત ખાલીદે યુનસને કહ્યું હતું કે "જો તમારી પ્રિયા દામશ્ક નગરના પુર્વ વિભાગમાં રહેતી હશે તો તેને મેળવી આપવા માટે અમે બંધાતા નથી. કેમકે તે ભાગ અમે સંધિ વડે પ્રાપ્ત કરેલો હોવાને લીધે ત્યાંથી એક નજીવી વસ્તુ લેવાનો પણ અમને હક નથી." આ બે ચાર લીટીઓનો ભાવાર્થ શો છે? તેમનો ભાવાર્થ એજ છે કે મુસલમાન બાદશાહો અને તેમના સેનાધ્યક્ષો, રાજનિતીજ્ઞ, દયાળુ, અને વચન પાળનારા હતા.

તેઓ જીતાયલી પ્રજાઓ ઉપર કાંઇ પણ જુલમ નહિ ગુજારતાં, તેમના સુખ સાધન અર્થે તન, મન અને ધનથી ભગીરથ પ્રયાસ કરતા હતા. હઝરત ખાલીદે જ્યારે બસરાથી ઇરાક સુધીના સઘળા નગરો જીતી લીધાં ત્યારે લોકોને ન્યાય આપવા માટે તેમણે કચેરીઓ સ્થાપી. તેમનું ઉક્ત કર્તવ્ય મુસલમાનોની ઉત્તમ રાજનિતી પુરવાર કરે છે. આટલી સામાન્ય હકીકત લખ્યા પછી આ લઘુ પુસ્તકના નાયક હઝરત ખાલીદના ગુણદોષ વિષે કાંઇક લખીશું.

આ પ્રતાપી અને ભાગ્યશાળી પુરૂષનો જન્મ કુરેશ વંશમાં થયો હતો. તેમના પિતા અરબસ્તાનના એક પ્રખ્યાત વેપારી હતા. બાળ વયમાં ધાર્મિક કેળવણી લીધા પછી એક શુરવીર પુરૂષને શોભે તેવું ઉત્તમ શિક્ષણ તેમણે મેળવ્યું હતું. તેમના શરીરમાં વીરતાના કિરણો બાળ વયથીજ પ્રકાશી રહ્યાં હતાં. માત્ર ચૌદ વરસની લઘુ વયમાં તેમણે એક ખંજર વડે સિંહનો શિકાર કર્યો હતો. જેમ જેમ તે મોટા થતા ગયા. તેમ તેમ તેમના પરાક્રમો વધુ ખ્યાતિમાં આવતાં ગયાં. ઓહોદની લડાઇમાં તેમનાજ પરાક્રમથી મુસલમાનો પરાજય પામ્યા હતા. ઇસ્લામી ધર્મનો અંગીકાર કર્યા પછી તેમણે ઇસ્લામની સારી સેવા બજાવી હતી, તેમના રણકૌશલ્ય ના પ્રતાપે મુસલમાનો પ્રત્યેક સ્થળે વિજય પ્રાપ્ત કરતા હતા. સૈન્યમાંથી તેમની ગેરહાજરીને લીધે કેટલેક સ્થળે ઇસ્લામી સેના પરાજય પામી હતી. પરંતુ પાછળથી હઝરત ખાલીદ તેમને સહાયતા આપી હારનું પાસું જીતમાં ફેરવી નાખતા હતા. તેમની કાર્યદક્ષતાના પ્રતાપે મુઠીભર ઇસ્લામી સૈનિકોએ લાખો રોમનોનો પરાભવ કર્યો હતો. હઝરત ખાલીદ એક સેનાધીપતી તરીકે કુશળ હતા, એટલુંજ નહિ, પરંતુ દ્વંદ યુદ્ધ કરવામાં પણ તે નામદાર અતિ પ્રવિણ હતા. તેમણે પ્રખ્યાત ઇરાની પહેલવાન "હોરમઝ" ને મલ્લ યુદ્ધમાં પરાભવ પમાડી તેના પ્રાણ લીધા હતા. તેમજ ફિલુસ, ઇઝરાઇલ, અને ટોમ્સ જેવા પ્રખ્યાત રોમન સરદારોને દ્વંદ યુદ્ધમાં પરાભવ કરી તેમને યમસદનમાં પહોંચાડયા હતા. તદુપરાંત તેમણે બીજા અનેક શુરવીર સરદારોનો પરાભવ

કર્યો હતો. તેમની આવી મહાન સેવાઓથી પ્રસન્ન થઇને હઝરત મહમદ સ. અ. વ. એ તેમને "સયફુલ્લાહ" એટલે અલ્લાહની તલવાર, એવો ખીતાબ આપ્યો હતો. અને આપ તે ખીતાબને યોગ્ય પણ હતા. અમીરૂલમોમેનીન હઝરત અબાબકર સિદ્દીક રદી. ને પણ તેમને માટે ઉત્તમ અભિપ્રાય હતો. હઝરત ખાલીદ ઇસ્લામી ધર્મની આજ્ઞાઓને કેવું માન આપતા હતા, તે એટલા ઉપરથી જણાઇ આવે છે કે જ્યારે હઝરત ઉમર ફારૂક રદી. એ તેમને સેનાધીપતી પદ ઉપરથી દૂર કર્યા. ત્યારે કાંઇ પણ રોષ નહિ દેખાડતાં નામદાર ખલીફાની આજ્ઞાને સત્વર આધીન થયા. એટલુંજ નહિ, પણ પોતાની જગ્યાએ નિમાયેલા સેનાધીપતીના હાથ નીચે કામ કરી અનેક યુધ્ધમાં વિજયી થયા. હઝરત ખાલીદે અનેક યુધ્ધમાં વિજય પ્રાપ્ત કર્યો હતો, છતાં શત્રુની છાવણીમાંથી પ્રાપ્ત થએલા દ્રવ્યમાંથી પોતાના ભાગ કરતાં વધુ માલ તેમણે કદી પણ પોતાના ઉપયોગમાં લીધો ન હતો. હઝરત ઉમર ફારૂક રદી. ને એવો વ્હેમ હતો કે "ખાલીદ લડાઇઓ પાછળ નકામું ખરચ કરે છે. આવા ખોટા વ્હેમથી દોરાઇને તે નામદારે હઝરત ખાલીદને લશ્કરી નોકરીમાંથી પણ બરતરફ કર્યા હતા. એટલુંની નહિ પરંતુ જ્યારે હઝરત ખાલીદ સ્વર્ગવાસી થયા ત્યારે તેમણે તેમના ઘરની ઝડતી લીધી, તો એક તલવાર, એક ઘોડો અને એક અનુચર સિવાય બીજું કાંઇ પણ મળ્યું નહિ. તેથી તે નામદારનો સંદેહ દુર થયો. અને પોતાની ભુલને માટે તે નામદાર ઘણો પસ્તાવો કરવા લાગ્યા.

અને હઝરત ખાલીદની કબર ઉપર જઈ પુષ્કળ રડયા.

હઝરત ખાલીદ શુરવીર, રણકૌશલ્ય અને દયાળુ હતા. તેમની વફાતથી મુસલમાનોએ એક શુરવીર સેનાધ્યક્ષ અને ધર્મચુસ્ત ઇસ્લામી ગુમાવ્યો હતો.

આવા શુરવીર પુરૂષનું જીવનચરિત્ર વાંચવાથી આપણને ઘણો આનંદ થાય છે. અને તેમાંથી ઘણું શીખવાનું મળે છે. તે સમયના મુસલમાનો કેવા હતા!, તેમની યુધ્ધકળા અને રાજનિતી કેવી હતી, તે આપણે જાણી શકીએ છીએ. પરંતુ સખેદ કહેવું પડે છે કે કેટલાક ઇસ્લામીભાઇઓ ઇતિહાસીક પુસ્તકો વાંચવાનો અભાવ ધરાવે છે. તેમને શૃંગારિક નવલકથાઓ વાંચવાનું બહુજ ગમે છે. પરંતુ એ તેમની મોટી ભૂલ છે. તેમની આવી ગંભીર ભૂલનો લાભ લઇ કેટલાક ઢેપીલા વિધર્મી લેખકો અને ઇતિહાસ વેત્તાઓ મુસલમાન બાદશાહો વિષે ગમે તેમ લખી મુસલમાન કોમને બીજા લોકોની નજરમાં હલકી પાડવાનો પ્રયત્ન કરી રહ્યા છે, અને કેટલાક તો તેવોજ ધંધો આદરી બેઠા છે. અત્યાર સુધીમાં તેવાં અનેક કલ્પીત પુસ્તકો પ્રગટ થઇ ચુકયાં છે, અને હજી પણ થયે જાય છે. તેમાંના કેટલાક પુસ્તકોનો રદીઓ "પોલીટીકલ ભોમીઓ" પેપરના જુના અંકોમા "આજકાલના લેખકો અને તેમના લેખો" વાળા ચાલુ લેખમાં આપ્યો છે. અને હજી પણ તેવા પુસ્તકોની શોધમાંજ છું. તેથી ભવિષ્યમાં તેવાં પુસ્તકો મળી આવતાં તેમની અસત્યતા પુરવાર કરવાનો તન, મન, અને ધનથી પ્રયત્ન કરીશ. ઇસ્લામીભાઇઓએ જાણવું જોઇએ

કે ઇતિહાસ સંબંધી તેમના બીન અનુભવને લીધેજ સમસ્ત મુસલમાન કોમને અપમાન કરનારા કલ્પીત પુસ્તકો પ્રગટ થવા પામ્યાં છે અને હજી પણ થાય છે. પણ જો મુસલમાનભાઇઓ ઇતિહાસીક પુસ્તકોનો અભ્યાસ કરી તેવાં પુસ્તકોનો રદીયો આપતા રહે, તો હું ખાત્રીપુર્વક કહું છું કે ભવિષ્યમાં તેવાં કલ્પીત પુસ્તકો પ્રગટ કરવાનું કામ સદંતર બંધ પડે. માટે મુસલમાનભાઇઓને હું વિનંતી કરૂં છું કે તેમણે શૃંગારરિક નવલકથાઓને બદલે આવા ઇતિહાસીક પુસ્તકોને પ્રથમ પસંદગી આપી, તે વિષયમાં કસાયેલા લેખકોની કલમથી લખાએલાં પુસ્તકો વાંચવા જોઇએ.

ઇતિહાસ જેવા ઉપયોગી વિષયના મુળ બનાવોની ખરી બીનાઓનું સંગ્રહ કરવાનું કામ કેટલું બધું જોખમ ભરેલું છે. તે વાત તે કામના અનુભવીઓજ જાણી શકે છે. તેવા એક કામની આ મારી પ્રથમ પહેલીજ શરૂઆત છે. અને મારી તેવી ઇચ્છા પાર પાડવા મેં એક સરકારી ખાતાની પેન્શનેબલ અને લાભદાયક નોકરી મૂકી દઇ તેવાં અગત્યનાં પુસ્તકો બહાર પાડવા, અને પબ્લીકની સેવા કરવા એક અદના લેખક તરીકે જનસેવા કરવાના હેતુથી ‘ પોલીટીકલ બોમીઓ ’ પેપર અને ‘રયતે આમ’ માસીકના માલેક અને એડીટર પોતાના જેઓ કામમાં ફતેહમંદ થએલા, અને પોતાની તેવી ફતેહના માટે આજ દીન સુધીમાં કોઇને મળ્યા નહિ હોય તેવા સોનાના ચાંદો અને સંખ્યાબંધ માનપત્રો મેળવેલા એક પ્રખ્યાત અને ફતેહમંદ થએલા એડીટર પઠાણ નુરખાન અમી-

રખાન વકીલના તંત્રણામાં અને તેમની દેખરેખ નીચે ઉપરના બન્ને પેપરોમાં **સબ એડીટર** દરજ્જે થોડા વખત થયાં કામ કરૂં છું. તેટલી મુદત દરમ્યાનમાં મારા હાથે લખાએલા લેખો જેવા કે "આજકાલના લેખકો અને તેમના લેખો" અહેકામેદીન, બુઝુર્ગાનેદીન, જોશે ઇસ્લામ, શાહેનશાહ ઓરંગઝેબ, કેળવણી, ઉદ્યોગ, સુખ વીગેરે. તેમના માસીકના ચાલુ વાર્તાનો લેખ આદિ લેખો વાંચકો તે પસંદ પસંદ પડયા હશે કે જે મારા શરૂઆતના પ્રયાસો છે. અને એક પુસ્તકના રૂપમાં આ ઈતીહાસીક લઘુ ગ્રંથ પ્રગટ કરવાનો પણ મારો પ્રથમ પ્રયાસ છે.

ઉપર વર્ણવેલા લેખો વાંચક વર્ગને કદાચ પસંદ પડયા હશે અને તેના માટે સુજ્ઞ વાંચક વર્ગ તરફથી ઘટિત ઉત્તેજન જો મળશે તો આગળ જતાં પાક ઈસલામ ધર્મની સાચી ખુબીઓને લગતા તેમજ ઇસ્લામી ભાઇઓની આર્થિક ઉન્નતીને લગતાં સાચા સાહિત્યની અધિક સેવા બજાવવા વધુ ખંત તથા ઉમંગથી બનતી સેવા બજાવવા શકિતમાન થઇશ. અને તે બદલ મળતા ઉત્તેજન માટે હમદર્દ અને કદરદાન વાંચક વર્ગનો આભાર માની કૃતાર્થ થઇશ.

આ લઘુપુસ્તક તૈયાર કરવામાં મેં કેટલાક ઉર્દુ પુસ્તકોની મદદ લીધી છે. તેથી તેમના પ્રગટકર્તાઓનો પણ આ તકે આભાર માનું છું.

આગળ જણાવ્યા પ્રમાણે પુસ્તક લખવાનો આ મારો પ્રથમ પ્રયાસ હોવાથી ઉતાવળને લીધે કાંઇ ભુલચુક રહી ગઇ હોય તો તેને લક્ષમાં નહિ લેતાં રાજહંસ પક્ષીની પેઠે માત્ર સાર

ગ્રહણ કરી દોષ ક્ષમા કરવાની વાંચકવૃંદને વિનંતી કરૂં છું.

આ પુસ્તક જોકે લાંબા સમયથી છપાઇને તૈયાર થઇ ચુક્યું હતું, પણ "રસુલે અરબા" નામક પુસ્તકનું બાઇન્ડીંગ કામ ચાલતું હોવાથી તેને બહાર પાડવામાં વિલંબ થયો છે.

આટલી પ્રસ્તાવના લખ્યા પછી આ લઘુ પુસ્તક વાંચક વર્ગના કર કમળમાં અર્પણ કરી કૃતાર્થ થાઉં છું.

અમદાવાદ ખાનપુર
સૈયદવાડા,
તા. ૨૫-૨-૧૮.

આપ સર્વનો કૃપાભિલાષી,
મુનશી. એચ. ડી.
સબ. એડીટર પોલિટિકલ ભોમીઓ
અને પયગ્રેઆમ.






# ખાલીદ બીન વલીદ.

## પ્રકરણ ૧ લું.



### કુળ-ગોત્ર.





ખાલીદ બીન વલીદ મક્કા શહેરના પ્રખ્યાત કુરેશ વંશના એક કુળ દીપક હતા. તેમનું કુળ **બનીમખઝુમ** ના નામથી સુપ્રસિદ્ધ હતું. તે વીર પુરૂષ ઇસ્લામ ધર્મના મહાન ઉપદેશક હઝરત મહમદ સ. અ. વ. ની છઠ્ઠી પેઢી સાથે ધાડો સંબંધ ધરાવતા હતા. હઝરત ખાલીદના પિતામહ અરબસ્તાનના એક શ્રીમંત અને પ્રખ્યાત વેપારી હતા. તદુપરાંત તે એક શુરવીર સૈનિક પણ હતા. તેમનાં પુત્ર એટલે હઝરત ખાલીદના પિતા **વલીદ** પણ એક કુશળ અને શુરવીર સેનાધ્યક્ષ હતા. તે સમયમાં શુરાતન એ મનુષ્યનું પરમ ભુષણ ગણાતું હતું. તેથી બાળ વયમાંજ હઝરત **વલીદ**ના શરીરમાં શુરાતનના રજકણો એકઠાં થવા લાગ્યાં હતાં. ઉક્ત રજકણો યુવાવસ્થામાં

એક વૃક્ષની પેઠે ઉગી નિકળ્યાં હતાં. અને તેથી જમાનાના શુરવીર પુરૂષોમાં તેમની ગણના થતી હતી. આજના જમાનાની પેઠે તે વખતે કૉલેજો અને યુનિવર્સીટીઓ નહિ હોવાથી બાળકોને ધાર્મિક કેળવણી આપ્યા પછી, રણોપયોગી શિક્ષણ આપવામાં આવતું હતું. તેજ પ્રમાણે **વલીદે** પોતાના બન્ને પુત્રો **ખાલીદ** અને **વલીદ** ને તેવુંજ શિક્ષણ આપ્યું હતું. તદુપરાંત તેમને અરબ્બી ભાષા પણ શિખવવામાં આવી હતી. ખાલીદ પોતાના જમાનામાં એક ઉત્તમ મુનશી તરીકે સુવિખ્યાત હતા. પરંતુ બાળપણથીજ તેમને એક ઉત્તમ સૈનિક નિવડવાનો શોખ હોવાથી, જેમ જેમ તે મોટા થતા ગયા, તેમ તેમ, ઘોડેસ્વારી, ધનુર્વિદ્યા અને તલવારની પટાબાજી શીખવાને અખાડાઓમાં આમ તેમ ફરવા લાગ્યા. શ્રીમંત અને પ્રખ્યાત કુળના હોવાથી તેમનો સ્વભાવ તિખો અને કાંઇક ચીડીઓ હતો. એક નજીવી વાતમાં ક્રોધે ભરાઇ રાઇનું પર્વત કરી નાંખતા. એક પ્રસંગે એવું બન્યું કે કુરેશ વંશનો **અબ્દુલ્લા** નામક એક યુવક અરણ્યમાં પોતાની ગાયો ચારતો હતો; એટલામાં એક સિંહે તેની ત્રણ ગાયો મારી નાખી. તેણે ઘેર આવ્યા પછી તે વાત પોતાના સગાં સંબંધીઓને કહી સંભળાવી. તેથી કેટલાક લોકો ફક્ત સિંહનો શિકાર કરવા માટે અરણ્યમાં ગયા. શિશુવયના ખાલીદ પણ તેમની સાથે હતા. તે વખતે તેમનું વય માત્ર ચૌદ વરસનું હતું. જ્યારે તે સઘળા અરણ્યમાં આવી સિંહની શોધ કરવા લાગ્યા. ત્યારે તે હિંસક પ્રાણી પોતાની ગુફામાંથી નિકળી વનમાં નાસી ગયું. શિકારીઓ તેની પાછળ પડયા. પણ છટકેલો શિકાર

તેમને હાથ લાગ્યો નહિ. તેથી તેઓ સઘળા ચોપાસ વિખરાઈ ગયા. **ખાલીદ** પણ પોતાના મિત્રો સહિત તેમનાથી છુટા પડયા. તેમની ટોળી જંગલમાં આમ તેમ ફરતી હતી; એટલામાં નાસી ગએલા સિંહે તેમાંના એક બાળક ઉપર આક્રમણ કર્યું. ફક્ત બાળકે મોટા સાદે રૂદન કરવા માંડયું. પરંતુ શુરવીર **ખાલીદે** પોતાના તિક્ષ્ણ ખંજરવડે સિંહ ઉપર હુમલો કર્યો, અને તે બાળકને કાંઇપણ ઇજા કરે તે પહેલાં તો તેને યમસદનમાં પહોંચાડી દીધો. જ્યારે શિકારીઓ તે સ્થળે આવી પહોંચ્યા, ત્યારે તેમણે સિંહને મરણ પામેલો, અને **ખાલીદને** તેની ચામડી ઉતારતાં જોયા. આ દેખાવ જોઇને તેમના આશ્ચર્યનો પાર રહ્યો નહિ, અને તેઓ **ખાલીદની** પ્રશંસા કરવા લાગ્યા.

---

## પ્રકરણ ૨ જું.

### ખાલીદના પરાક્રમો.



શુરવીર **ખાલીદના** પરાક્રમો પણ વિશ્વવિખ્યાત છે. તેમના બાળવયમાં **બનીબકર**, અને **બનીકનાન** ને **બની ખોઝાઇ** સાથે વારંવાર સંગ્રામ કરવો પડતો હતો, તેમાં જે પક્ષને ખાલીદ સહાયતા આપતા, તેજ પક્ષને વિજયદેવી વરમાળા આરોપતી હતી. તેમના ઇસ્લામમાં આવ્યા પહેલાં

**ઓહોદ**ની લડાઇનાં પણ **ખાલીદ**ના શુરાતનથીજ મુસલમાનો નો પરાભવ થયો હતો. હી. સન ત્રીજાના સવ્વાલ માસમાં કુરેશ લોકો અને મુસલમાનો વચ્ચે લડાઇ ચાલી હતી. તે યુદ્ધમાં હઝરત મહમદ સ. અ. વ. એ પણ ભાગ લીધો હતો. કુરેશ લોકોનો પક્ષ પ્રબળ હતો. અને તેમના સૈનિકોની સંખ્યા પણ મુસલમાનો કરતાં અતિ મોટી હતી. વળી **અબી સુફીઆન, અબુ જેહેલનો પુત્ર અકરમા, સફવાન જાબીર** અને **ખાલીદ** જેવા શુરવીરો તેમના સેનાધ્યક્ષો હતા. ઇસ્લામી સૈન્યમાં **હઝરત અબુબકર સિદ્દીક રદી૦, હઝરત ઉમર રદી૦ તલ્હા, અબુઓબૈદા, અબ્દુલ્લાહ, ઝુબેર** અને **અમીર હમઝા** રદી૦ સરદારો તરીકે કામ કરતા હતા. આ બન્ને સૈનો વચ્ચે તુમુલ યુદ્ધ ચાલ્યું, જેમાં કુરેશ લોકો હાર્યા. અને તેમના મોટા મોટા સરદારો રણસંગ્રામમાં કામ આવ્યા. તેથી શત્રુ સૈનિકો નિરાશ થઇ ચોતરફ નાસવા લાગ્યા. વિજયી મુસલમાનોએ શત્રુ દળમાં લુંટફાટ કરવા માંડી; તે તકનો લાભ લઇ **ખાલીદ** પોતાના નાસતા સૈનિકોને એકઠા કરી મુસલમાનો ઉપર આક્રમણ કર્યું. **અબી સુફીઆને** પણ તેને સહાયતા આપી. બંને પક્ષો વચ્ચે તુમુલ યુદ્ધ ચાલ્યું. જેમાં હઝરત અલી રદી. એ ભીષણ પરાક્રમ દેખાડ્યું. તેમની તિક્ષ્ણ અસી શત્રુદળનો વિનાશ કરવા લાગી. જેમ ખેડુતો દાતરડા વડે અનાજ કાપે છે, તેમ હઝરત અલી રદી. શત્રુદળની કાપણી કરવા લાગ્યા. તેમની તિક્ષ્ણ અસીએ અસંખ્ય શત્રુઓનો ઘાણ કાઢી નાખ્યો. શત્રુઓના માથાં ઇસ્લામી સૈનીકોના પગમાં તુંબડાંની પેઠે અથડાતાં હતાં. હઝરત અલી રદી. ના

ભીષણ પરાક્રમથી પ્રસન્ન થઇ હઝરત મહમદ સ. અ. વ. એ તેમને "ઝુલ્ફીકાર" નામક અસી ભેટ આપી. તે યુદ્ધમાં હઝરત હમઝા રદી. **વહસી** નામક શત્રુને હાથે શહીદ થયા. હિન્દા નામક એક સ્ત્રીએ તેમના નાક કાન કાપી લઇને ઘરેણાની પેઠે પોતાના કાનમાં પહેરી લીધાં. મજકુર રણસંગ્રામમાં એક શત્રુએ હઝરત મહમદ સ. અ. વ. ઉપર પથ્થર ફેંક્યો, જે તેમના હોઠને લાગ્યો. આવા કઠણ પ્રહારને લીધે તેમનો એક દાંત પડી ગયો. (શહીદ થયો.) તેજ વખતે **અબદુલ્લા** નામક એક કુરેશે તેમના ઉપર અસી પ્રહાર કર્યો. તેથી સ્હેજ ઘાયલ થઇ આપ એક ખાડામાં પડી ગયા. અને અશક્તિને લીધે ઉભા થઇ શકયા નહિ. આ તકનો લાભ લઇ શત્રુએ પોકાર કર્યો કે મેં તે ઉપદેશકને શહીદ કર્યા છે.આવા શોકજનક સમાચાર સાંભળી મુસલમાનો અતિ દિલગીર થયા. તેમના મોઢા ઉપર શોકની રેખાઓ છવાઇ ગઇ. તેથી ખરી બીના જાણવા માટે તેઓ હઝરત પાસે આવ્યા. અને તેમને સહીસલામત જોઇને તેમના જીવમાં જીવ આવ્યો. સંધ્યાનો સમય થવાથી શત્રુઓ પોતાના વતનમાં પાછા ફર્યા હતા. તેથી યુદ્ધના કાર્યથી મુક્ત થઇ હઝરત મહમદ સ. અ. વ. એ શહીદ થએલા મુસલમાનોને ભૂમિદાહ કરવાનો બંદોબસ્ત કર્યો. જ્યારે તેમણે હઝરત હમઝા રદી. ની સ્થિતિ જોઇ, ત્યારે આપ કુરેશ લોકોથી ઘણા નારાજ થયા. અને શત્રુને ઠેકાણે લાવવાની દૃઢ પ્રતિજ્ઞા લીધી.



## પ્રકરણ ૩ જું.



### હઝરત ખાલીદનું ઈસ્લામમાં આવવું.



બીજા પ્રકરણમાં વર્ણવેલી લડાઇમાં બન્ને પક્ષો વચ્ચે સમાધાન થયા પછી, હઝરત ખાલીદ ઇસ્લામ તરફ આકર્ષાતા ગયા. તેમના ભાઇ હઝરત વલીદ જે ઓહોદની લડાઈ પછી મુસલમાન થયા હતા, તે તેમને ઇસ્લામ ધર્મનો અંગીકાર કરવાની વારંવાર ભલામણ કરતા હતા. હઝરત ખાલીદની બાબતમાં મહાન ઉપદેશકે જે ભવિષ્ય વાણી કહી હતી, તે સત્ય પુરવાર થવાનો સમય પાસે આવતો જતો હતો. છેવટે હઝરત ખાલીદે ઇસ્લામી ધર્મનો અંગીકાર કર્યો. આ બનાવ હી. સ. ૭ માં બન્યો હતો. આ પ્રમાણે ઇસ્લામી ધર્મનો એક નિંદક તેના મહાન પૂજક બની ગયા. ઇસ્લામી ધર્મનો અંગીકાર કર્યા પછી તેમણે ઉક્ત ધર્મની સારી સેવા બજાવી હતી. ઉપર્યુક્ત બનાવને કેટલાક વરસો વીતી ગયા પછી મુસલમાનોએ રૂમના બાદશાહ ઉપર ચઢાઇ કરી. આ પ્રસંગે શત્રુ પાસે એક લાખ માણસોનું સૈન્ય હતું. અને તેમના મુકાબલામાં મુસલમાન સૈનિકોની સંખ્યા સમુદ્રમાં એક જળબિંદુ સમાન હતી. તેમ છતાં તેમણે બીજા દિવસે ઉત્સાહપુર્વક શત્રુઓ ઉપર આક્રમણ કર્યું એટલે બન્ને પક્ષો વચ્ચે તુમુલ યુધ્ધ ચાલ્યું. મુસલમાનોએ બાપણ પરાક્રમ દેખાડયું. તેઓ ઘાસની પેંઠ શત્રુદળની કાપણી

કરવા લાગ્યા. એટલામાં તેમના સેનાધિપતી હઝરત ઝેદ અપુર્વ પરાક્રમ દેખાડયા પછી શહીદ થયા. તેથી હઝરત જાફર રદી. સૈન્યની સરદારી લઇ બીપણુ પરાક્રમથી યુધ્ધ કરવા લાગ્યા; અને અતુલ પરાક્રમ દેખાડી શહીદ થયા. પછી હઝરત અબ્દુલ્લાએ ઇસ્લામી સૈન્યની સરદારી લીધી. થોડા વખત પછી તે પણ શહીદ થયા. એટલે હઝરત ખાલીદ ઇસ્લામી સૈન્યના સેનાધીપતી થયા. તેમણે એક જુસ્સાદાર ભાષણ કરી મુસલમાનોમાં જુસ્સો ઉત્પન્ન કર્યો, અને તેમને મરવા કે મારવાની સલાહ આપી. આ ભાષણની ધારેલી અસર થઈ. અને મુસલમાનોએ શત્રુઓ ઉપર બળપુર્વક આક્રમણ કર્યું. લગભગ ત્રણ દિવસ સુધી તુમુલ યુધ્ધ ચાલ્યું. બન્ને પક્ષોના અસંખ્ય માણસો રણમાં પડયાં, લોહીની નદીઓ ચાલવા લાગી. છેવટે ભાગ્ય દેવીએ મુસલમાનોને વિજયમાળા પહેરાવી. શત્રુઓ અસ્તવ્યસ્ત થઇ ચોતરફ નાસવા લાગ્યા. એટલે હઝરત ખાલીદ વિજયી થઇ મદીના શહેરમાં આવ્યા.

---

## પ્રકરણ ૪ થું



## મક્કાની ફતેહ, અને હઝરત ખાલીદનું અપુર્વ પરાક્રમ.



હીજરી સન ૮ ની સાલમાં હઝરત મહંમદ સ. અ. વ. એ પાંચ હજાર સૈનિકોનું એક સૈન્ય મક્કા શહેર ઉપર મોકલ્યું. જ્યારે તે સૈન્ય શહેરની નિકટમાં આવી પહોંચ્યું, ત્યારે પેગમ્બર સાહેબે ઝુબેર નામક એક સેનાધિપતીને શહેરની પશ્ચિમ દિશાએ હુમલો કરવાની, અને હઝરત ખાલીદને પુર્વ દિશાએ હુમલો કરવાની આજ્ઞા કરી. તેમને લડાઈમાં જતા પહેલાં એવી શીખામણ આપવામાં આવી હતી કે "જે માણસ તમારી સામે થાય તેની સાથે સંગ્રામ કરવું, અને જે માણસ તમારે તાબે થાય તેનું રક્ષણ કરવું" મક્કાના વિધર્મીઓએ ઇસ્લામી સૈન્યનો મુકાબલો કર્યો. પરંતુ હઝરત ખાલીદ જેવા પરમ પરાક્રમી અને રણકૌશલ્ય સેનાધિપતીના ચાતુર્યથી અને મુસલમાનોના અતુલ પરાક્રમથી પરાજય પામી તેમને નાશી જવું પડ્યું. વિજયી ઇસ્લામી સૈનિકોએ તેમની પુંઠ પકડી. અને તેમના સરદારોને કેદ પકડ્યા. આ પ્રમાણે મક્કા શહેરનો કબજો કરી હઝરત ખાલીદે કેદીઓ સહિત મદીના તરફ કુચ કરી જ્યારે તેઓ શહેરની નજીકમાં પહોંચ્યા, ત્યારે નગરવાસીઓએ તેમનો આવકાર આપ્યો. અને ભારે ઠાઠમાઠથી તેમને શહેરમાં લઇ ગયા.

જ્યારે હઝરત ખાલીદ પેગમ્બર સાહેબ પાસે ગયા, અને રણસંગ્રામના સઘળા સમાચાર તેમને સવિસ્તાર કહી સંભળાવ્યા. ત્યારે હઝરત મહમદ સ. અ. વ. અતિ પ્રસન્ન થયા. અને હઝરત ખલીદને તેમના શુરાતન અને રણકૌશલ્યને માટે ધન્યવાદ આપ્યો. આગલા પ્રકરણમાં દર્શાવ્યા પ્રમાણે ઓહોદના રણસંગ્રામમાં વિધર્મીઓ મુસલમાનો સાથે ઘણીજ ઘાતકી રીતે વર્ત્યા હતા. તેમની સ્ત્રીઓએ શહીદ થએલા મુસલમાનોના નાક કાન કાપી લઇ તેમને ઘરેણા તરીકે ઉપયોગમાં લીધા હતા. એટલુંજ નહિ પણ તેમના કાળજાઓનો ભક્ષ કર્યો હતો. તે ઘાતકી કૃત્યથી પરાજય પામેલા મુસલમાનોના અંતકરણ ઘણા દુખી થયાં હતાં. તેથી હઝરત મહમદ સ. અ. વ. એ ખુદા આગળ પ્રાર્થના કરી હતી કે ભવિષ્યના રણસંગ્રામમાં શત્રુઓના પણ તેવાજ હાલ કરી તેમના ઘાતકી કૃત્યનો બદલો લેજે. ખુદાતાલાની ઇચ્છાથી ઉપર્યુક્ત યુધ્ધમાં મુસલમાનો વિજયી થવાથી કેદ થએલા શત્રુઓ **અબદુલ્લા, અબ્દુલ અઝીઝ, હારીસ,** અને **હવેરસનો** વધ કરવામાં આવ્યો. અને બાકી રહેલાઓએ ઇસ્લામી ધર્મનો અંગીકાર કર્યો.



# પ્રકરણ ૫ મું



## જંગે તબુકની ફતેહ.



હીજરી સન નવની સાલમાં હઝરત મહમદ સ. અ. વ. એ ત્રીસ હજાર મનુષ્યોનું એક સૈન્ય તબૂક શહેર ઉપર મોકલ્યું. લાંબી લાંબી કુચ કરતું તે સૈન્ય શહેરની નજીક આવી પહોંચ્યું. પરંતુ શત્રુઓ યુદ્ધ નહિ કરતાં કિલ્લામાં ભરાઈ રહ્યા. પોતે મોકલેલી ચઢાઇના કાંઇપણ સમાચાર નહિ મળવાથી પેગમ્બર સાહેબને ઘણી ચિંતા થવા લાગી. તેઓ તે વિષે વિવિધ વિચારો કરવા લાગ્યા. છેવટે તેમણે હઝરત ખાલીદને થોડા માણસો સાથે મુસલમાનોને સહાયતા આપવા માટે મોકલ્યા. આજ્ઞા પ્રમાણે કુચ કરી હજરત ખાલીદ તે સ્થળે આવી પહોંચ્યા, અને ત્યાં મુકામ નાંખી પડેલા ઇસ્લામી સૈન્ય સાથે મળી જઈ કિલ્લા ઉપર આક્રમણ કર્યું. અને દારૂગોળાથી કિલ્લાનો એક ભાગ તોડી પાડી, તેમાં પ્રવેશ કર્યો. એટલે બન્ને પક્ષો વચ્ચે તુમુલ યુધ્ધ ચાલ્યું તિક્ષ્ણ ઇસ્લામી તલવારોએ હજારો મનુષ્યોના શરીરનું રૂધિર પાન કર્યું. કાપાકાપી અને મારામારીથી તે સ્થળે લોહીની નીકો વહેવા લાગી. અસંખ્ય શિરો લોહી ઉપર તરવા લાગ્યા, ઘાયલ થએલા સૈનિકોની બુમરાણથી લડનારાઓના કાન બહેર મારી જવા લાગ્યા. ખેડુતો જેમ દાતરડા વડે ઘાસ કાપે છે. તેમ મુસલમાનો શત્રુઓનો

વનાશ કરવા લાગ્યા. તેથી પળે પળે શત્રુ સેના ઘટવા લાગી. છેવટે લાચારીથી યુદ્ધ ભૂમીનો ત્યાગ કરી તેઓ નાશી ગયા. અને તેમનો સરદાર કેદ પકડાયો. એટલે તેને સાથે લઈ હઝરત ખાલીદે મદીના ભણી કુચ કરી. જ્યારે તેમણે નગરમાં પ્રવેશ કર્યો ત્યારે નગરવાસીઓએ હર્ષના પોકાર કરી તેમને વધાવી લીધા અને કેદ પકડાઈ આવેલા સરદારે ઇસ્લામી ધર્મનો અંગીકાર કર્યો.



## પ્રકરણ ૬ ઠું.



### તલહૈયાના યુદ્ધમાં હજરત ખાલીદનું શુરાતન



હઝરત મહમદ સ. અ. વ. ની વફાત પછી બની તેહ, બની તમીમ, અને બની કીલાબ વંશના લોકો ઇસ્લામથી ફરી ગયા હતા. તેમને વશ કરવા માટે હઝરત અબાબકર સિદ્દીક રદી. એ હઝરત ખાલીદની સરદારી તળે એક સૈન્ય મોકલ્યું. ઘણી ખુનખાર લડાઇઓ પછી હઝરત ખાલીદે શત્રુઓને વશ કર્યા.



# પ્રકરણ ૭ મું.



## ગતફાન વંશ સાથે યુદ્ધ.



હઝરત ખાલિદ આગલા પ્રકરણમાં વર્ણવેલી લડાઇઓથી પરવાર્યા ન હતા, એટલામાં ગતફાન વંશ સાથે વાંધો પડ્યો. ઉક્ત વંશની મુસલમી નામક એક શુરવીર અમળાએ હઝરત ખાલીદના સૈન્ય ઉપર આક્રમણ કર્યું. મહાભારત રણસંગ્રામ પછી હઝરત ખાલીદે પોતાને હાથે ઉક્ત સ્ત્રીનો વધ કર્યો.



# પ્રકરણ ૮ મું.



## માલીક ઇબ્ન નવૈરાનો વધ.



માલીક ઇબ્ન નવૈરા બની તમીમ વંશનો એક સરદાર હતો. હી. સ. ૧૦ ની સાલમાં તે ઇસ્લામથી ફરી ગયો. હઝરત અબાબકર સિદ્દીક રદી. ને આ વાતના સમાચાર મળવાથી તેમણે હઝરત ખાલીદની સરદારી તળે એક સૈન્ય મોકલ્યું. પ્રયાણ કરતી વખતે તેમણે **માલીક** સાથે નમ્ર ભાવે વર્તવાની સેનાધિપતીને સુચના કરી. પરંતુ જ્યારે

**માલીક** તેમને શરણે આવ્યો; ત્યારે હઝરત ખાલીદે તેની સઘળી સંપત્તિ જપ્ત કરી. અને તેના કુટુંબીઓને કેદ કરવાની પોતાના સૈનિકોને આજ્ઞા આપી. એટલે તદાનુસાર તેમણે **માલીક**ના કુટુંબીઓને કેદ કર્યા. તેમાં **માલીક**ની સૌંદર્યસંપન્ન ધર્મપત્ની પણ હતી. જ્યારે આ સઘળાઓને સેનાધિપતિ સમક્ષ લાવવામાં આવ્યા, ત્યારે તેમની અને માલીકની વચ્ચે નીચે પ્રમાણે સંવાદ થયો.

ખાલીદ—**માલીક** તમે ઝકાત કેમ નથી આપતા?

માલીક—હું ઝકાત આપ્યા વિના ખુદાતાલાની ઇબાદત કરી શકું છું.

ખાલીદ—શું તમે નમાઝ અદા કરો છો?

માલીક—બેશક.

ખાલીદ—જે માણસ ઝકાત આપતો નથી, તેની ઇબાદતનો કદી પણ સ્વીકાર થતો નથી.

માલીક—શું તે ખુદાતાલાનું ફરમાન છે?

ખાલીદ—(ગુસ્સે થઇને) હા હા! તે ખુદાતાલાનું ફરમાન છે.

માલીક—તે ખુદાતાલાનો પોતાનો હુકમ હોઇ શકેજ નહિ. તે તમારોજ હુકમ હોવો જોઇએ.

ખાલીદ—શું મારો ખુદા તે તમારો ખુદા નથી કે?

માલીક—છે. પણ તે દયાળુ છે.

ખાલીદ—પ્રતિજ્ઞાપુર્વક કહું છું કે હું તમારો શિરોચ્છેદ કરીશ.

માલીક—( તિરસ્કારથી ) શું આ હુકમ પણ તમારા ખુદાનોજ છે ?

ખાલીદ—સિપાહી આ માણસનો શિરોચ્છેદ કર.

માલીક—( પોતાની સ્ત્રી પરત્વે સંજ્ઞા કરી ) આ અબળાનું સૌન્દર્ય મારા પ્રાણ લેશે.

ખાલીદ—આ સ્ત્રી તારો પ્રાણ લેતી નથી. પણ ખુદાતાલા તારો પ્રાણ લે છે.

માલીક—કેમ ?

ખાલીદ—એટલા માટે કે તેં ઇસ્લામ જેવા એક સર્વોત્તમ ધર્મનો ત્યાગ કર્યો.

માલીક—કદાપિ નહિ ! હું મારા ધર્મ પરત્વે દ્રઢ છું,

આ વાકય પુરૂં થયું નહિ, એટલામાં ઝરાર બીન અલાઝોરે માલીકનો શિરોચ્છેદ કર્યો. તેથી તે સ્થળે ભારો કોળાહળ થઇ રહ્યું.

માલીકના પુત્રે મદીના મુનવ્વરમાં જઇ હજરત ઉમર રદી૦ સમક્ષ હજરત ખાલીદના ઉક્ત કૃત્ય વિરૂદ્ધ ફરીઆદ કરી. હઝરત ઉમર રદી૦ એ તેને હઝરત અબાબકર સિદ્દિક રદી૦ પાસે મોકલ્યો. અને હઝરત ખાલીદ પાસેથી ખૂનનો બદલો લેવાની ભલામણ કરી. તેથી હઝરત અબાબકર સિદ્દિક રદી. એ હઝરત ખાલીદને પોતાની પાસે બોલાવી મંગાવ્યા. જ્યારે તે મદીના મુનવ્વરમાં આવી પહોંચ્યા, ત્યારે હઝરત ઉમર રદી. એ તેમને ગરદનમાંથી પકડીને જમીન ઉપર નાંખ્યા, અને કહ્યું કે “ અયે ખુદાના દુશ્મન તેં શા કારણથી એક મુસલમાનનો વધ કર્યો. તેં તેને એટલા માટે મારી નાખ્યો કે તે એક સૌંદર્યસંપન્ન સ્ત્રી સાથે પરણ્યો હતો ?

ખુદાતાલાના સોગંદ ખાઇને કહુ છું કે હું તેના ખુનનો બદલો લઇશ. ” હઝરત ખાલીદે કાંઇ પણ જવાબ આપ્યો નહિ. પછી હઝરત ઉમર રદી૦ તેમને હઝરત અબાબકર સિદ્દિક રદી. ના મકાન ઉપર લઇ આવ્યા. એટલે હઝરત બિલાલ રદી. એ હઝરત ખાલીદને દરબારમાં મોકલી દીધા. અને હઝરત ઉમર રદી. ને કહ્યું કે ઇસ્લામના ના. ખલીફાએ માત્ર ખાલીદનેજ બોલાવ્યા છે, કાંઇ તમેને બોલાવ્યા નથી. માટે તમે અત્રેજ થોભો. આ સાંભળીને હઝરત ઉમર રદી. મનમાંને મનમાં અકળાવા લાગ્યા. અને લાચાર થઇ પાછા ફર્યા. તેમની ખાત્રી થઇ કે હવે ખાલિદને પ્રાણ દંડની શિક્ષા કરવામાં આવશે નહિ. દરબારગૃહમાં પ્રવેશ કર્યા પછી ખલીફતુલ ઇસ્લામને નમસ્કાર કરી હઝરત ખાલીદ ચુપચાપ ઉભા રહ્યા.

ખલીફા—શું તેં એક નિર્દોષ મુસલમાનનો વધ કરી તેની પત્ની સાથે લગ્ન કર્યું છે?

ખાલીદ—શું આપ હઝરત મહમદ સ. અ. વ, એ ઉચ્ચારેલા શબ્દો ભુલી ગયા કે “ ખાલીદ આ દુનિઆ ઉપર ખુદાતાલાની તલવાર સમાન છે ? ”

ખલિફા—હું ખુદાના સોગંદ ખાઇને કહું છું કે મેં તે વિષે સાંભળ્યું છે, અને તે મને બરાબર યાદ છે.

ખાલીદ—ખુદાની તલવાર મુશરીકના મસ્તક સીવાય બીજા કાઇના ઉપર કદી પણ પડતી નથી.

ખલીફા—હું સ્વીકારૂં છું કે તમે તે કામ ભૂલથી કર્યું છે. તેથી હું તમને નિર્દોષ ઠરાવી મુક્ત કરૂં છું. માટે તમારા કામે લાગી જાઓ.

હઝરત ખાલીદના રૂખ્સદ થવા પછી હઝરત ઉમર રદી. ત્યાં આવ્યા, અને કહ્યું કે, "ખાલીદે વિના કારણે એક નિર્દોષ મુસલમાનનો વધ કર્યો છે. માટે તેની પાસેથી ખુનનો બદલો લેવો જોઇએ"?

ખલીફા—તમારૂં કહેવું અસત્ય છે. તેમણે કાંઇ જાણી જોઇને માલીકનો વધ કર્યો નથી. પણ ભૂલથી તેમ કરેલું છે. તેથી તે કેવળ નિર્દોષ છે.

હઝરત ઉમર રદી.—તો શું આપે તેને નિર્દોષ ઠરાવ્યો છે?

ખલીફા—હઝરત મહમદ સ, અ. વ. એ પણ હઝરત હમઝાના ખુનીનો અપરાધ ક્ષમા કર્યો હતો. તેથી મેં પણ ખાલીદને નિર્દોષ ઠરાવ્યો છે.

હઝરત ઉમર રદી.—જ્યારે આપે તેને ખુનના દોષમાંથી મૂક્ત કર્યો છે, તો તેના ઉપર અપહરણનો આરોપ શા માટે મૂકવો ન જોઇએ?

ખલીફા—યુદ્ધમાં પ્રાપ્ત થએલી સંપત્તિનો તેહ કદાર હોવાથી આ આરોપમાંથી પણ તે મૂક્ત છે.

હઝરત ઉમર રદી—આપનો સરળ અને શાંત સ્વભાવ સેનાધિપતિઓ ઉપર ભયંકર અસર નીપજાવશે.

ખલીફા—હું ખુદાતાલાના ફરમાનથી ઇન્કાર કરી શકતો નથી.

હઝરત ઉમર રદી.—હું પણ આપ નામદારનો ન્યાયસ્વીકારૂં છું.

આ પ્રમાણે કહી હઝરત ઉમર રદી. દરબારમાંથી પોતાને ઘેર ચાલ્યા ગયા.







## મુસલ્લેમા કઝ્ઝાબ સાથે હઝરત ખાલીદનો મુકાબલો.

અમીરૂલમોમેનીન હઝરત અબાબકર સિદીક રદી. એ અબુ-જહેલના પુત્ર **અકરમ** ને સેનાધિપતી નીમી મુસલ્લેમા કઝ્ઝાબ સાથે સંગ્રામ કરવા મોકલ્યો હતો. પરંતુ તેના પરાજયના સમાચાર મળવાથી તેને સહાયતા આપવા માટે હઝરત ખાલીદને સુચના કરી. તેથી માત્ર તેર હજાર સૈનિકો સાથે તેમણે **યમામા** નગર તરફ કુચ કરી. શત્રુ પાસે તે પ્રસંગે એક લાખ સૈનિકો હતા. પણ હઝરત ખાલીદની રણકૌશલ્યતા, અને ઇસ્લામી સૈનિકોના અપૂર્વ શુરાતનના પ્રતાપે તેમને વિજય પ્રાપ્ત થયો. હઝરત હમઝાના ખુની **વહેશીએ** કિલ્લાના દ્વાર પાસે **મુસલ્લેમાને** શિરોચ્છેદ કર્યો; તેથી સેનાધિપતીએ પ્રસન્ન થઇને કહ્યું કે "જ્યારે તું કાફર હતો, ત્યારે તેં એક અતિ શ્રેષ્ઠ મુસલમાનનો વધ કર્યો હતો. અને ઇસ્લામનો અંગીકાર કર્યા પછી તેં એક મહા દુષ્ટ નાસ્તિકનો શિરોચ્છેદ કર્યો છે."



# પ્રકરણ ૧૦ મું.



## હયરા નગર ઉપર ઇસ્લામનો વાવટો.



હી. સ. ૧૧ ની સાલમાં અમીરૂલ મોમેનીન હઝરત અબા-બક્કર સિદ્દીક રદી૦ એ હઝરત ખાલીદ રદી૦ને યમામા નગરથી ઇરાકમાં મોકલ્યા. માર્ગમાં તેમણે ઇરાક નગરના હયરા શહેરને ઘેરો ઘાલ્યો. ત્યાંનો નૃપતિ **અયાસ** યુદ્ધ કરવાને અશકત હોવાથી સત્વર ઇસ્લામી સૈન્યને વશ થયો. હઝરત ખાલીદે તેને કહ્યું કે અમારી સાથે સંધિ કરવાના ત્રણ રસ્તા છે. " કાંતો ઇસ્લામનો અંગીકાર કરો, અથવા યુદ્ધ કરો કે ખંડણી ભરો " રાજાએ ત્રીજો માર્ગ સ્વીકાર્યો. અને ખંડણી આપવાનું કબુલ કર્યું.



# પ્રકરણ ૧૧ મું.



## અંયલેહ નગર ઉપર ચઢાઇ.



હયરા નગરના રાજા સાથે સંધિ થયા પછી હઝરત ખાલીદે **અયલેહ** નગર ઉપર ચઢાઇ કરી. આ નગર ઉપર ઇરાન અજમના શહેનશાહનો પ્રતિનિધી **હોરમઝ** રાજસત્તા ભોગ-

વતો હતો. તે એક મોટું સૈન્ય એકઠું કરીને ઇસ્લામીઓનો પ્રતિરોધ કરવા ચાલ્યો. તે પોતાના સમયનો એક સુવિખ્યાત પહેલવાન, અને એક કુશળ લડવૈયો હોવાથી તેને એવું અભિમાન હતું કે " ખાલીદ જેવો એક વયોવૃદ્ધ અને શક્તિ હિન સેનાધિપતી મારી સામે ટકી શકશે નહિ. " જ્યારે આ બન્ને શુરવીરો રણભૂમીમાં સામસામે આવ્યા, ત્યારે બન્ને પક્ષોના સૈનિકો ઉભયની સામે એકાગ્રચિતે જોવા લાગ્યા, અને તેમના બળ વિષે વિવિધ કલ્પનાઓ કરવા લાગ્યા. કેટલાક સૈનિકો તો હોરમઝને હસ્તી ( હાથી ) સમાન, અને હઝરત ખાલીદને એક સુકોમળ ઘેટા સમાન ગણવા લાગ્યા. પરંતુ ધન્ય છે હઝરત ખાલીદના શુરાતનને કે યત્કિંચિત પણ ભય ન રાખતાં તેમણે હોરમઝનો મુકાબલો કર્યો. અને ચપળતાથી તેના ઉપર અસીપ્રહાર કર્યો, તેથી હોરમઝ સ્હેજ ઘાયલ થયો. એટલે છંછેડાએલા સિંહની પેઠે તેણે પણ પોતાના પ્રતિપક્ષી ઉપર અસીપ્રહાર કર્યો. પરંતુ હઝરત ખાલીદ ચપળતાથી કાંઇ પણ ઇજા પામ્યા વિના બચી ગયા. આ પ્રમાણે અસી વાપરવામાં બન્ને શુરવીરો સમાન રહેવાથી હઝરત ખાલીદ પોતાની અસી ફેંકી દઇને ચપળતાથી પોતાના પ્રતિપક્ષીને વળગી પડયા. અને પ્રૌઢ પરાક્રમથી નિમિષ માત્રમાં તેને પૃથ્વી ઉપર પટકયો. આ બનાવથી પારસી સૈનિકો ઉશ્કેરાઇ ગયા, અને ઇસ્લામી સૈન્ય ઉપર હુમલો કરવાની ઇચ્છા કરી. પરંતુ મુસલમાનો કાંઇ કાચા ન હતા કે દુસ્મનોને પોતાની ગફલતનો લાભ આપે. ભીમસેને સૈરન્ધ્રીના વેશમાં કીચકને જેવો આવકાર આપ્યો હતો, તેવોજ

આવકાર નિજ પ્રતિપક્ષીઓને આપવા માટે મુસલમાનો આતુર હતા. તેથી મહાસાગરના અસ્ખલિત પ્રવાહની પેઠે અતિવેગથી તેમણે પોતાના દુશ્મનો ઉપર હુમલો કર્યો. એટલે બન્ને પક્ષો વચ્ચે ભીષણ સંગ્રામ ચાલ્યું. એટલામાં હઝરત ખાલીદે પોતાના પ્રતિપક્ષી હોરમઝનું શીશ કાપીઃલઇ તેના સૈન્યમાં ફેંક્યું [1] તેથી ઇરાની સૈનિકોમાં નિરાશા ઉત્પન્ન થઇ, અને તેઓ પાછા હઠવા લાગ્યા. આ તકનો લાભ લઇ શુરા મુસલમાનો અતિ વેગથી તેમના ઉપર ધસી ગયા. ઇરાનીઓ તેમનો વેગ રોકી શક્યા નહિ. તેમના સૈન્યમાં ભંગાણુ પડયું, અને તેઓ ચોતરફ નાસવા લાગ્યા. વિજયી મુસલમાનો તેમની પાછળ પડયા. અને હજારો માણસોને કેદ પકડયા. આ લડાઇમાં દુશ્મનો પાસેથી મુસલમાનોને અઢળક દ્રવ્ય મળ્યું હતું. [2]

---

## પ્રકરણ ૧૨ મું.

---

### ઇરાની સિપેહસાલાર કારન સાથે હઝરત ખાલીદનો મુકાબલો.



અયલેહના રણસંગ્રામમાં પરાજ્ય પામ્યા પછી ઇરાની સૈનિકો ઇરાનના પાટનગર તરફ કુચ કરતા હતા. માર્ગમાં ઇરાની સિપેહસાલાર કારન કે જે પચાસ હજાર સૈનિકો સાથે

---

૧ આવા બનાવ હાલ પણ લડાઇના પ્રસંગે સાધારણ હોય છે.

૨ લડાઇમાં આવા મામલા બન્યાજ કરે છે.

હોરમઝને સહાયતા આપવા સારૂ જતો હતો, તેનો ભેટો થયો. એટલે હારેલી સેના પણ તેની સાથે મળી ગઈ. પછી બન્ને સૈન્યોએ એકત્ર થઇ મુસલમાનો ઉપર હુમલો કરવાને માટે કુચ કરી. બીજી બાજુએ હઝરત ખાલીદ પણ તેવીજ તૈયારીઓ સાથે આગળ વધ્યા હતા. માર્ગમાં બન્ને સૈન્યોનો ભેટો થયો. શુરવીર ઇસ્લામીઓએ તિવ્ર વેગથી ઇરાનીઓ ઉપર હુમલો કર્યો. અને જોતજોતામાં તેમના ત્રીસ હજાર સૈનિકો કાપી નાખ્યા. આઝમ નામક એક ઇસ્લામી સરદારે ઇરાની જનરલનો શિરોચ્છેદ કર્યો, અને હઝરત ખાલીદે પોતાના હાથે કારનનો વધ કર્યો. આવી રીતે હઝરત ખાલીદના રણ કૌશલ્યના પ્રતાપે મુઠીભર શુરવીર મુસલમાનોએ અસંખ્ય ઇરાની સૈનિકો ઉપર દિગ્વિજય મેળવ્યો.[1]

## પ્રકરણ ૧૩ મું.

### દજલાપર આક્રમણ.



કેટલાક સમય સુધી વિશ્રાન્તી લીધા પછી હઝરત ખાલીદે દજલા નગર ઉપર ચઢાઇ કરી[2] ૨૪ કલાકના ભીષણ

૧. આવાં કામો લડાઇમાં હાલ પણ બહાદુરીના માનવામાં આવે છે. ૨. ઈરાનીઓ જોરપર હતા ત્યારે તેઓ પણ પારકાના મુલક તાબે કરવા ચઢાઇઓ કરતા હતા. પાવરવાળી સત્તા હમેશાં એવું કરતી આવી છે. ચઢાઈ એ કાંઇ નવી વાત નથી.

સ્યુસંગ્રામ પછી ઇરાનીઓ ઇસ્લામી સૈન્યના સેનાધિપતીને તાબે થયા. તેમનો સેનાધિપતી રણભૂમીને ત્યાગ કરી પલાયન કરી ગયો. પરંતુ શાસ્ત્રના અસંખ્ય પ્રહારોથી થોડેક જતાં તે ઘોડા ઉપરથી પડી ગયો, અને તેનો અમર આત્મા જડ દેહનો ત્યાગ કરી ચાલ્યો ગયો. પછી હઝરત ખાલીદે બસરાથી ઇરાક સુધીના સઘળા ઇલાકાઓ જીતી લઇ ઇસ્લામી સામ્રાજ્યમાં વધારો કર્યો. નવા જીતાયલા પ્રદેશો ઉપર રાજ્યસતા ચલાવવાને સુબેદારો નિમ્યા. અને લોકોને ન્યાય આપવા માટે કચેરીઓ સ્થાપી. આ પ્રકારની યોગ્ય વ્યવસ્થા કર્યા પછી નામદાર ખલીફાના દરબારમાં પાછા ફર્યા.

## પ્રકરણ ૧૪ મું

### ઇરાનીઓ સાથે નવી લડાઇ.



આગલા પ્રકરણમાં વર્ણવેલી લડાઇમાં પોતાના સૈનિકો પરાજ્ય પામ્યાના સમાચાર જ્યારે ઇરાનના શહેનશાહને પહોંચ્યા, ત્યારે તેના ક્રોધનો પાર રહ્યો નહિ. હારથી લાગેલા લાંછનમાંથી મુક્ત થવા માટે તેણે ચાલીસ હજાર સૈનિકોનું એક સૈન્ય બહમન નામક એક સેનાધિપતીની દેખરેખ નીચે મુસલમાનો સાથે સંગ્રામ કરવા અર્થે મોકલ્યું. અને ત્રીસ હજાર સૈનિકોનું બીજું એક સૈન્ય જાબાન નામક એક

સેનાપતીની સરદારી તળે મોકલ્યું. તે ઉપરાંત બીજા પણ ચાલીસ હજાર માણસો તેમની સાથે સામીલ હતા. આ પ્રમાણે એક લાખ ઉપરાંત સૈનિકો સાથે ઇરાની સેનાધિપતીએ કુચ કરી. આ સૈન્ય લૈસ નગરમાં આવી પહોંચતાંજ હજરત ખાલીદે માત્ર ત્રીસ હજાર સૈનિકો સાથે તેમનો મુકાબલો કર્યો. ઉભય પક્ષો વચ્ચે ભારે યુદ્ધ થયું. જેમાં હજારો સૈનિકો ઘાયલ થયા, અને હજારો સૈનિકો મરાયા. પરિણામમાં વિજય દેવીએ હજરત ખાલીદના ગળામાં વિજય માળા આરોપી. શત્રુઓ અસંખ્ય શબોને રણભૂમીમાં રઝળતાં મૂકી પલાયન કરી ગયા. આ યુદ્ધમાં પણ વિજયી મુસલમાનોને અખૂટ દ્રવ્ય મળ્યું.[1] પરાજય પામેલા સૈનિકો પોતાના નાયક બહમન સહીત અંબારના કિલ્લામાં જઇ ભરાયા.

## પ્રકરણ ૧૫ મું.

### અંબાર દુર્ગ ઉપર ચઢાઇ.

આગલા પ્રકરણમાં બતાવ્યા પ્રમાણે પરાજય પામેલા ઇરાનીઓએ અંબારના કિલ્લાનો આશરો લીધો હતો. તેથી ઇસ્લામી સેનાધીપતી હઝરત ખાલીદે ઉક્ત દુર્ગ ઉપર હુમલો કર્યો. તે કિલ્લાના રક્ષક શીરઝાદ પાસે સત્તર

૧. લડાઇમાં વિજયીને હમેશાં આવો લાભ મળે છે.

હજાર માણસોનું સૈન્ય હતું. તેમાં સેનાધ્યક્ષ બહમને પોતાના ત્રીસ હજાર સૈનિકો જોડી દઇ વધારો કર્યો. હઝરત ખાલીદે જોયું કે અહિંઆ તલવાર કાંઇપણ કામ કરી શકશે નાહ. કેમકે શીરઝાદના સૈનિકોએ લોહ બખ્તરોવડે પોતાના શરીરને આચ્છાદીત કર્યાં હતા. તેથી હઝરત ખાલીદે ચાર હજાર તીરંદાઝો સહીત તેમના ઉપર હુમલો કર્યો. તેમના કાતીલ મારાથી દસ હજાર ઇરાનીઓ આંધળા થઇ ગયા. તેથા નિરાશ થઇને શીરઝાદે સંધી કરવાની માગણી કરી. અને ખંડણી આપવાની શરતે બન્ને પક્ષો વચ્ચે સમાધાન થયું.



## પ્રકરણ ૧૬ મું.



### હઝરત ખાલીદની રોમ ઉપર ચઢાઇ.



હી. સ. ૧૩ ની સાલમાં નામદાર ખલીફાએ હઝરત ખાલીદને રોમ ઉપર ચઢાઇ કરવાની આજ્ઞા કરી. પરંતુ તે ગુપ્ત રીતે મક્કા મોઅઝઝમની હજ કરવા ગએલા હોવાથી તેમને વખતસર આજ્ઞાપત્ર મળી શક્યું નહિ. તેથી હઝરત ઉમર રદી. એ નામદાર ખલીફા સમક્ષ હઝરત ખાલીદની હકીકત જાહેર કરી. પણ હઝરત અબાબકર સીદ્દીક રદી(તે સમયના ખલીફા) તે સરદારની વીરતા, શક્તિ અને હિમ્મત સારી

રીતે જાણી ગયા હતા. તેથી તેમણે તેમને પોતાની સમક્ષ બોલાવી માત્ર યોગ્ય શિખામણ આપી. હી. સ. ૧૩ ની સાલમાં નામદાર ખલીફાએ સઈદ બીન અલઆસ, અને અબુ ઓબેદાને સેનાપતી બનાવી શામ ઉપર ચઢાઈ મોકલવાનો ઠરાવ કર્યો. પરંતુ હઝરત ઉમર રદી. એ હઝરત ખાલીદ માટે ભલામણ કરી. તેથી સઈદને ચઢાઈ કરવા નહિ મોકલતાં નામદાર ખલીફાએ હઝરત ખાલીદને તે બાબતનું આજ્ઞાપત્ર મોકલાવ્યું. પત્ર મળતાંજ ઇરાકનો બંદોબસ્ત કરવાનું કામ એક બીજા સરદારને સોંપી હઝરત ખાલીદે શામ તરફ કુચ કરી. અનેક રણસંગ્રામોમાં તેમને મળેલા વિજયથી પ્રસન્ન થઇને નામદાર ખલીફાએ એક મોટું સૈન્ય તેમને સહાયતા આપવા માટે મોકલ્યું તે નામદાર વારંવાર એ શબ્દો ઉચ્ચારતા કે ખાલીદ જેવો શુરવીર પુરૂષ આખા મદીનામાં બીજો એક પણ નથી. પોતાના સૈનિકો સાથે કુચ કરતાં કરતાં હઝરત ખાલીદ બસરી શહેરમાં આવી પહોંચ્યા. અહિંઆ એક રોમન રાજા રાજસત્તા ભોગવતો હતો. નગરનો કિલ્લો સુરક્ષિત અને મજબુત હતો. હઝરત ખાલીદના આગમન પહેલાં હઝરત અબુ ઓબેદાએ સરહબીલ નામક એક ઇસ્લામી સરદારને દસ હજાર સૈનિકો સાથે આ કિલ્લો જીતી લેવા માટે મોકલ્યો હતો. પરંતુ રોમનોએ કિલ્લામાંથી નીકળીને એવા વેગથી ધસારો કર્યો કે સરહબીલ પરાજય પામવાની અણી ઉપર હતો, એટલામાં હઝરત ખાલીદ ત્યાં આવી પહોંચ્યા. પણ રાતનો સમય હોવાથી તેઓ કાંઇપણ કરી શકયા નહિ. અને બીજા દિવસની પ્રભાત

સુધી યુદ્ધ બંધ રહ્યું. બીજા દિવસે સુર્યોદય થતાં ઉભય પક્ષો રણભૂમીમાં હાજર થયા. એટલે રોમન સેનાપતીએ બન્ને સૈન્યોની મધ્યમાં આવી ઇસ્લામી સેનાપતીને દ્વંદ યુદ્ધ કરવાને આમંત્રણ કર્યું. હઝરત ખાલીદ આ પ્રકારનું આમંત્રણ સ્વીકારવાને આતુર હતા,; તેથી તે આગળ વધ્યા. તેમને વેગપુર્વક ધસી આવતા જોઇ રોમન સેનાધિપતીના અંતકરણમાં ભયનો સંચાર થયો, અને તેણે સંધી કરવાની ઇચ્છા દર્શાવી. કોલકરાર થયા પછી તે પોતાના કિલ્લામાં ગયો. પરંતુ સંધિની બીના રોમન સૈનિકોના જાણવામાં આવવાથી તેમણે નિજ સરદારનો તિરસ્કાર કરી તેને કારાગ્રહમાં પુર્યો. અને તેની જગ્યાએ બીજો નવો સરદાર નિમ્યો. પરંતુ કારાગ્રહમાં પડેલા સરદારના પુત્રોએ કિલ્લામાં બાકોરા પાડી પોતાના પિતાને મુક્તિ અપાવી. હઝરત ખાલીદ પણ ઉક્ત બાકોરા દ્વારા પોતાના સૈન્યને કિલ્લામાં લઇ ગયા, અને "અલ્લાહો અકબર" ના પોકારો કર્યા. જે સાંભળીને શત્રુઓના અંતકરણમાં ધ્રાસકો પડયો. અને તેઓ ભય પામીને ચોપાસ નાસવા લાગ્યા. એટલે કિલ્લો મુસલમાનોના કબજામાં આવ્યો.



# પ્રકરણ ૧૭ મું.

## દમિસ્ક ઉપર ચઢાઈ.

બસરીની જીત પછી હઝરત ખાલીદે અબુ ઓબૈદાને પોતાના ૩૭ હજાર સૈનિકો સાથે દમિસ્ક નગર ઉપર આવવાનો હુકમ લખ્યો. અને પોતે પણ પોતાના સૈન્ય સાથે દમિસ્ક ઉપર ચઢાઈ કરી. બન્ને સૈન્યોએ એકત્ર થઈ દમિસ્કને ઘેરી લીધું. ફિલુસ અને ઇઝરાઈલ નામક બે પ્રખ્યાત રોમન સરદારો શત્રુઓના આગેવાન હતા. તેમાંથી ફીલુસ મુકાબલા માટે આવ્યો. પરંતુ હઝરત ખાલીદે તેને કેદ કર્યો. પોતાના સેનાપતિને કાંઈક આરામ આપવાના હેતુથી એક સરદારે હઝરત ખાલીદને વિનંતી કરતાં કહ્યું કે "નામદાર સિપેહસાલાર હવે આપ થાકી ગયા હશો. માટે કૃપા કરીને થોડા સમય સુધી આરામ લો. હું અને અબદુલરહેમાન આપની જગ્યાએ કામ કરીશું" હઝરત ખાલીદે જવાબ આપ્યો કે "જે આજે મહેનત કરશે. તે સદાને માટે સ્વર્ગમાં આરામ લેશે" એમ કહીને તેમણે પોતાના પ્રતિપક્ષી ઇઝરાઇલને દ્વંદ્વ યુદ્ધ કરવા માટે આમંત્રણ કર્યું. એટલે તે સરદાર ઘોડેસવાર થઈ આગળ વધ્યો. સમીપમાં આવતાં હઝરત ખાલીદે હાસ્ય કરતાં તેને કહ્યું કે "સરદાર આજે તમારાજ નામનો એક મિત્ર તમને મળવા આવશે માટે ચેતતા રહેજો." ( આ સરદારનું નામ ઇઝરાઇલ હતું અને પ્રાણ હરનાર દુતનું નામ પણ ઇઝરાઈલ

છે તેથી હઝરત ખાલીદના કહેવાનો ભાવાર્થ એવો હતો કે નિમિષ માત્રમાં તને ( રોમન સરદારને ) મારી નાખીશ.)

આ વાક્યો ઉપર કાંઇ પણ લક્ષ ન આપતાં ઇઝરાઇલે હઝરત ખાલીદ ઉપર હુમલો કર્યો. એટલે તેમણે તેને કેડમાંથી પકડીને પૃથ્વી ઉપર પટક્યો. અને તેને કેદ કરી લીધો. પછી તેને અને કિલુસને ઇસ્લામી ધર્મનો અંગીકાર કરવાનું કહેવામાં આવ્યું. પરંતુ તેનો અસ્વીકાર થવાથી હઝરત ખાલીદે તેમનો વધ કરી તેમના માથાં કિલ્લામાં ફેંકી દીધાં.[1] કિલ્લેદારે આ સમાચાર રોમન શહેનશાહ હરકયુલ્સને મોકલ્યા. કે જે તે વખતે લાખો માણસોનું સૈન્ય લઇ અનતાકીયામાં છાવણી નાંખી પડયો હતો.

---

## પ્રકરણ ૧૮ મું.

---

### અજનાદીનનું યુદ્ધ.

---

આગલા પ્રકરણમાં દર્શાવ્યા પ્રમાણે દમિશ્કના દિલગીરી ભરેલા સમાચાર જ્યારે રોમન શહેનશાહ હરકયુલ્સને મળ્યા, ત્યારે તેના ગુસ્સાનો પાર રહ્યો નહિ. તેણે વરદાન નામના

---

૧. લડાઇમાં આવા બનાવ તો બનતાજ રહે છે. લડાઇનો અર્થ એજ છે કે સામાવાળા ઉપર કબજો મેળવવો. પણ કબજો બળ વાપરવા વિના મળી શકતો નથી એ સૌ કોઈ જાણે છે.

એક સરદારને સિત્તેર હજાર સૈનિકોની મદદથી મુસલમાનોનો પરાજય કરવા મોકલ્યો. આ સૈન્યને માર્ગમાં ઝરાર નામના ઇસ્લામી સરદાર સાથે ભેટો થયો, એટલે બન્ને પક્ષો વચ્ચે ભારે યુદ્ધ ચાલ્યું, તેમાં રોમનો વિજયી થયા. અને ઇસ્લામી સરદાર કેદ પકડાયા. તેમને કોઇ સુરક્ષીત સ્થળે લઇ જવા માટે રોમન સરદારે સૈનિકોની એક ટુકડી મોકલી. હઝરત ખાલીદને તે બાબતના સમાચાર મળતાં તેમણે રફી· ઇબ્ન અમીરાને તેમને છોડાવી લાવવા માટે મોકલ્યા આ સરદાર વીરતાપુર્વક રોમનો સાથે યુદ્ધ કરી ઝરારને છોડાવી લાવ્યા. પછી હઝરત ખાલીદે એક વીરરસનિપુણ ભાષણ કરી રોમનો સાથે લડવાને મુસલમાન સૈનિકોને ઉશ્કેર્યા. એટલે અસ્ખલિત વેગથી તેઓ રોમનો ઉપર તુટી પડ્યા. પ્રતીપક્ષીઓ તેમનો વેગ રોકી શકયા નહિ. તેમના સૈન્યમાં ભંગાણ પડયું. અને તેઓ યુદ્ધ ભૂમીનો ત્યાગ કરી પલાયન કરી ગયા. આવી રીતે મુસલમાનોને ઉપર્યુક્ત યુદ્ધમાં પણ દિગ્વિજય પ્રાપ્ત થયો, અને તેમને શત્રુઓની છાવણીમાંથી અખુટ દ્રવ્ય મળ્યું.

---

# પ્રકરણ ૧૯ મું.



## અજનાદીનનું બીજું યુદ્ધ.



જ્યારે રોમન શહેનશાહ હરકયુલ્સને પોતાનું સૈન્ય પરાજય પામવાના દિલ્લગીરી ભરેલા સમાચાર મળ્યા. ત્યારે તેના ગુસ્સાનો પાર રહ્યો નહિ. મુસલમાનો ઉપર વેર લેવાને તેણે એક લાખ માણસનું સૈન્ય મોકલ્યું. હઝરત ખાલીદને આ સૈન્ય સાથે અજનાદીનમાં ભેટો થયો. એટલે ઉભય પક્ષો વચ્ચે ભારે યુદ્ધ ચાલ્યું. ઇસ્લામીઓની ક્ષુધાતુર અસીઓએ હજારો દુશ્મનોના રક્તનું પાન કર્યું. જેમ ખેડુતો દાતરડા વડે કાપણી કરે છે, તેમ તેઓ દુશ્મનના સૈન્યનો વિનાશ કરવા લાગ્યા. આ પ્રમાણે તુમુલ યુદ્ધ ચાલે છે, એટલામાં રોમન સેનાપતિએ છળ કપટથી હઝરત ખાલીદના પ્રાણ હરવાનો પ્રયત્ન કર્યો. પણ તે તેના કરતાં વધુ કુશળ હતા. તેથી દુશ્મન પાસે આવતાં તેમણે એવો પ્રબળ અસી પ્રહાર કર્યો કે તેનું શીશ કપાઇને વેગળે જઇ પડ્યું. પોતાના સેનાપતીની આવી અપુર્વ વીરતા જોઇ મુસલમાન સૈનિકોનો ઉત્સાહ વધ્યો. અને તેમણે અસ્ખલિત વેગે દુશ્મનો ઉપર ધસારો કર્યો. રોમનો તેમનો તિવ્રવેગ રોકી શક્યા નહિ. તેમના સૈન્યમાં ભંગાણ પડ્યું. અને સૈનિકો પૃથક પૃથક ચારે દિશામાં નાશવા લાગ્યા. એટલે વિજયી મુસલમાનો તેમની પાછળ પડ્યા. અને તેમના અસંખ્ય માણસોને ચીભ-

ડાંની પેઠે કાપી નાખ્યા. આ યુદ્ધમાં મુસલમાનો વિજયી થવાથી તેમને પુષ્કળ દ્રવ્ય દુશ્મનોની છાવણીમાંથી મળ્યું. આ વિજયના સમાચાર હઝરત ખાલીદે અબદુલરહેમાન બીન અબુબકર રદી૦ સાથે અમીરૂલમોમેનીનને કહેવરાવ્યા. એટલે તે નામદારે હઝરત ખાલીદને મુબારકબાદી આપી. અને શામીઓ[1] સાથે યુદ્ધ કરવા માટે અબુ સુફીયાનની સરદારી તમે એક મોટું સૈન્ય મોકલ્યું.



## પ્રકરણ ૨૦ મું.



### દમિશ્કનું યુદ્ધ. અને હ. ખાલીદની વીરતા.

દમિશ્ક શહેર ઉપર જે ઇસ્લામી સૈન્ય મોકલવામાં આવ્યું હતું, તેણે દુશ્મનો ઉપર હુમલો કર્યો. પણ આ જગ્યાએ દુશ્મનોનું બળ વિશેષ હોવાથી લગભગ બે માસ પર્યંત નગરને ઘેરી મુસલમાનોને બેસી રહેવું પડયું. તે દરમ્યાન ઘણા જાણવા જોગ બનાવો બન્યા. તેમાં મુખ્યત્વે કરીને ઇતિહાસવેતાઓએ રોમન શહેનશાહ હરકયુલ્સના જમાઈ ટામ્સના શુરાતન વિષે ઘણું લખ્યું છે. ઘેરાનું કામ લંબાયાથી નગરજનો અસહ્ય સંકટો સહન કરવા લાગ્યા. કારણ કે મુસલમાનો કિલ્લામાં ધાન્યનો એક દાણો પણ જવા દેતા

1. સીરીઆના લોકો.

નહિ. અને કિલ્લાના કોઠારમાં જેટલું ધાન્ય ભર્યું હતું, તે સઘળું પુરૂં થવા આવ્યું હતું. તેથી પ્રજાને ભૂખમરો વેઠવાનો સમય પાસે આવતો જણાતો હતો. તેથી નગરજનો આ યુદ્ધનું પરિણામ જેમ બને તેમ સત્વર લાવવાને ઉત્સુક હતા. અને તેવા હેતુથી તેમણે સંધિ કરવાની ઇસ્લામી સેનાધ્યક્ષને વિનંતી કરી હતી પણ રોમન સેનાપતી ટોમ્સની વીરતા જોઈ હઝરત ખાલીદે એવી પ્રતિજ્ઞા કરી હતી કે સંધિ નહિ કરતાં સ્વપરાક્રમથી આ યુદ્ધમાં વિજય પ્રાપ્ત કરવો. તેથી તેમણે નગરજનોની વિનંતી સ્વીકારી નહિ. એટલે છેવટે થાકીને નગરજનોએ નગર સ્વાધીન કરવાની શરતે સંધિ કરવાની માગણી કરી. ઇસ્લામી સેનાપતીએ તેમની તે માગણી સ્વીકારી. એટલે બન્ને પક્ષો વચ્ચે સંધિ થઇ. આ તહનામાના કોલકરાર પ્રમાણે મુસલમાનોને અડધું દમિસ્ક નગર મળ્યું. અને બાકીનું અર્ધ તેમણે સ્વપરાક્રમથી જીતી લીધું.

## પ્રકરણ ૨૧ મું.

### યુનસનો મેળાપ.

આગલા પ્રકરણમાં વર્ણવેલા દમિશ્કના યુદ્ધમાં એક દિવસે યુનસ નામક એક ખ્રિસ્તી યુવક હઝરત ખાલીદની શોધ કરવા અર્થે ઇસ્લામી સૈન્યમાં આવ્યો. એટલે એક

સૈનિક તેને ઇસ્લામી સેનાપતી સમક્ષ લઇ ગયો. તેને જોઇને હઝરત ખાલીદે પ્રશ્ન કર્યો કે તું કોણ છે?

યુનસ–"એક ખ્રિસ્તી"

ખાલીદ–"તારૂં નામાભિધાન શું છે?"

યુનસ–"મારૂં નામ યુનસ"

ખાલીદ–"તારી શી ઇચ્છા છે?"

યુનસ–"મારી બે ઇચ્છાઓ છે"

ખાલીદ–"તારી મનોવાંચ્છના જે હોય તે જણાવ?'

યુનસ–"ઇસ્લામનો અંગીકાર, અને મનમોહન લલના સાથે લગ્ન."

ખાલીદ–"લગ્ન સંબંધે તમારો ભાવાર્થ શો છે?"

યુનસ–"એઉયુસા નામક એક લલનાએ મારૂં અંતઃકરણ જીતી લીધું છે. તેથી તેની સાથે લગ્ન કરવાની મારી ઇચ્છા છે"

ખાલીદ–"તે લલના ક્યાં છે?"

યુનસ–"તે દમિસ્ક નગરમાં છે"

ખાલીદ–"વારૂ એતો બતાવો કે ઉકત લલનાની ખાતર તમે ઇસ્લામી ધર્મનો અંગીકાર કરો છો, કે ધર્મની સચ્ચાઇ ઉપર મોહ પામીને?"

યુનસ—"મને કાંઇ એકલી ઉકત લલનાનીજ વાંચ્છના નથી, અને તેને મેળવવા માટે કાંઇ ઇસ્લામનો અંગીકાર કરતો નથી, પરંતુ ઇસ્લામી ધર્મની સચ્ચાઇ ઉપર મોહ પામીને અંતકરણપુર્વક ઇસ્લામી થવાની ઉત્કંઠા ધરાવું છું"

આટલો સંવાદ કર્યા પછી હઝરત ખાલીદે તેને મુસલમાન

જનાવ્યો, અને પુછ્યું કે "હજી પણ તમારા અંતકરણમાં એડ્યુસાનો પ્રેમ બાકી છે?"

યુનસ—"જનાબ? મારૂં મૃત્યુ અને મારી હસ્તી તે લલનાનાજ હાથમાં છે."

ખાલીદ-"શું તમે તમારા ખ્રિસ્તી ધર્મશાસ્ત્રની આજ્ઞા-નુસાર તેણી સાથે લગ્ન કરવાની પ્રતિજ્ઞા કરેલી છે?"

યુનસ—"પ્રતિજ્ઞા તો શું! પરંતુ મારૂં સર્વસ્વપણ તેને અર્પણ કરવાને હું ઉત્સુક છું"

ખાલીદ—"બન્ને પક્ષો વચ્ચે સંધિ થયા પછી જો તે નગરના પશ્ચિમ વિભાગમાં રહેતી હશે, તો અવશ્ય તેની સાથે હું તમારા લગ્ન કરાવી આપીશ. કેમકે તે ભાગ અમે લડીને સંપાદન કર્યો છે. પરંતુ જો તે નગરના પુર્વ વિભાગમાં રહેતી હશે, તો હું તે બાબતમાં કાંઇપણ વચન આપી શકતો નથી. કેમકે તે ભાગ અમે સંધિ વડે પ્રાપ્ત કરેલો હોવાને લીધે ત્યાંથી એક નજીવી વસ્તુ પણ લેવાનો અમને હક નથી.

યુનસ—"આપ ઇસ્લામી સૈન્યના સેનાપતી છો, અને ચાહો તે કરી શકો છો. માટે જો આપ ધારો તો ઉકત લલના મને ગમે તેમ અપાવી શકો તેમ છો, પછી કાંતે પુર્વ વિભાગમાં ન રહેતી હોય!"

ખાલીદ—"તમારૂં કહેવું ઠીક છે. પરંતુ અમે કરેલા કોલ કરારો મરણ પર્યંત તોડવા ઇચ્છતા નથી"

યુનસ—"આપના આ વાકયોથી મારી સર્વ આશાઓ નિરાશામાં ફેરવાઇ જાય છે.

ખાલીદ–" તમારે જગતકર્તા ઉપર આધાર રાખવો જોઇએ. અને અમે પણ તમને તે કામમાં યોગ્ય સહાયતા અવસ્ય આપીશું"

આ વાકયો સાંભળી યુનસના અંતકરણમાં આશાના અમર કિરણો સ્ફુર્યાં. આ પ્રમાણે તેઓ વાર્તાલાપ કરી રહ્યાં છે, એટલામાં રોમન સેનાપતી ટોગસે કિલ્લાના લોહ દ્વાર ઉઘાડી નાખ્યા. તેથી ઇસ્લામ સૈનિકોએ નગરમાં પ્રવેશ કર્યો. અને યુનસ પોતાની પ્રાણ પ્રિયાને શોધવામાં પ્રવર્ત થયો. ગમે તેટલી શોધ કર્યા છતાં કાંઇ પતો લાગ્યો નહિ. છેવટે તેને એવા સમાચાર મળ્યા કે એડયુસા કિલ્લામાં દાખલ થઇને જોગણ બની ગઇ છે. આ સમાચાર સાંભળીને યુનસ પણ ત્યાં ગયો. અને તપાસ કરતાં એક સૈનિકે જણાવ્યું કે "તમારા તરફથી નિરાશ થઇને તે જોગણ બની ગઇ છે. એટલે હવે તો માત્ર વડા ધર્મ ગુરૂ સિવાય અન્ય કોઇ તેને લગ્ન કરવાને પ્રેરી શકે નહિ.

જ્યારે યુનસે એડયુસા જોગણ બની જવાના સમાચાર સાંભળ્યા, ત્યારે તેણે મનમાં એવો વિચાર કર્યો કે " મેં ઇસ્લામી ધર્મનો અંગીકાર કર્યો છે, તે બાના જ્યારે તેણીના જાણવામાં આવશે તો તેણી પણ ઇસ્લામી ધર્મનો અંગીકાર કરી મારી સાથે લગ્ન કરશે. પણ યુનસે ઇસ્લામી ધર્મ અંગીકાર કર્યાના સમાચાર જ્યારે એડયુસાએ સાંભળ્યા. ત્યારે તેના ક્રોધનો પાર રહ્યો નહિ, અને તે પોતના નેત્રોમાંથી અગ્નિની વૃષ્ટિ વરસાવવા લાગી. તેના અંતઃકરણમાં યુનસ માટે તિરસ્કાર ઉત્પન થયો. છેવટે ક્રોધનો વેગ ન રોકી શકાયાથી યુનસને સંબોધીને તેણીએ કહ્યું કે " ઓ દુષ્ટ

કૃત્ઘની, તું મારી સામેથી દુર થા. નહિ તો હું તારો પ્રાણ લઇશ. આવા ઉદ્ધતાઇ ભરેલા શબ્દો સાંભળીને પણ યુનસ શાંત રહ્યો, અને પોતાની અભિલાષા પુરી કરવા માટે કરગરી તેને વિનંતી કરવા લાગ્યો. જેમ જેમ તે તેને વિનવવા લાગ્યોઃ તેમ તેમ તેનો ક્રોધ વધતોજ ગયો. છેવટે યુનસને ધક્કો મારી તે કિલ્લામાંથી બહાર નીકળી પડી. અને ટોમ્સના સૈન્ય સાથે અનતાકીઆ નગરમાં જવા માટે તૈયાર થઇ. આથી યુનસ નીરાશ થયો. અને સઘળી બીના સવીસ્તાર હઝરત ખાલીદ સમક્ષ નીવેદન કરી. તેમણે જવાબ આપ્યો કે "ધીરજ ધરો ત્રણ દિવસ સુધી આ બાબતમાં અમે કાંઇ પણ કરી શકીશું નહિ. પરંતુ ત્રીજા દિવસ પછી તમારી મનમોહીનીને છોડાવી લાવવા માટે બનતો પ્રયાસ કરીશું." ચોથા દીવસે હઝરત ખાલીદે ચાર હજાર સૈનિકોનું એક સૈન્ય શત્રુઓની પાછળ મોકલ્યું. દોઢસો માઇલનો કંટાળા ભરેલો પ્રયાસ પુરો કર્યા પછી, તેઓ શત્રુદળ સમીપ આવી પહોંચ્યા. આ સ્થળ મુસલમાનો માટે અતિ ભયંકર, અને રોમનો માટે અતિ સુગમ હતું. કેમકે પાસેના જંગલમાં રોમન શહેનશાહ હરક્યુલ્સ એક પ્રૌઢ સૈન્ય સાથે છાવણી નાખી પડયો હતો. પરંતુ પોતાની પ્રતિજ્ઞાના પાલન અર્થે હઝરત ખાલીદે અનેક સંકટો સહન કરી પ્રાણાર્પણ કરવાનું સ્વીકાર્યું. પણ પોતાની પ્રતિજ્ઞા તોડવાનું પસંદ કર્યું નહિ. અને વીરતારથી દુશ્મનો ઉપર હુમલો કર્યો. એટલે ઉભય પક્ષો વચ્ચે ભારે યુદ્ધ ચાલ્યું. બન્ને પક્ષના અનેક માણસો કામ આવ્યા. હઝરત ખાલીદના શરીરમાં લાલ

ભરાયું હોય તેમ તે શત્રુ સૈન્યમાં ચોતરફ પોતાની તિક્ષ્ણ અસીના પટા ફેરવવા લાગ્યા. જે કોઇ યોધ્ધો તેમની સામે આવી જતો તેને જીવવાની કાંઇ પણ આશા રહેતી નહિ. આ પ્રમાણે શત્રુ દળનો સંહાર કરતાં કરતાં તે રોમન સેનાપતી ટોમ્સ પાસે આવી પહોંચ્યા, અને પોતાની તિક્ષ્ણ અસીના એકજ પ્રહારથી તેને યમસદનમાં પહોંચાડી દીધો. આવી રીતે ઉભય પક્ષો વચ્ચે ભારે યુદ્ધ ચાલી રહ્યું હતું. તે પ્રસંગે યુનસતો પોતાની પ્રિયાનીજ શોધમાં લાગેલો હતો. છેવટે જ્યારે મુસલમાનો વિજયી થયા, ત્યારે એડયુસાએ આત્મ હત્યા કરી, યુનસને નિરાશ કર્યો. આ યુધ્ધમાં મુસલમાનોએ અસંખ્ય કેદીઓ પકડયા હતા. તેમાં શહેનશાહ હરક્યુલ્સની રાજકુમારી પણ હતી. હઝરત ખાલીદે તેની સાથે લગ્ન કરવા માટે યુનસને કહ્યું, પણ તેણે એવો જવાબ આપ્યો કે "હવે આખા આયુષ્ય પર્યંત હું અવિવાહિત રહીશ." જ્યારે હઝરત ખાલીદ દમિસ્ક નગરમાં પહોંચ્યા, ત્યારે કેટલાક રોમન સૈનિકો સંધિસૂચક પતાકાઓ લઇ તેમની પાસે આવ્યા. અને રોમન રાજકુમારી તેમને પાછી સોંપવાની વિનંતી કરી. એટલે હઝરત ખાલીદે ફક્ત રાજકુમારીને માનપૂર્વક તેના પિતા પાસે મોકલી દીધી.

# પ્રકરણ ૨૨ મું.



## હઝરત ખાલીદ સેનાપતીના ઓદ્ધા ઉપરથી પદભ્રષ્ટ,



હી. સ. ૧૩ ના જમાદીઉલઅવ્વલ માસમાં હઝરત અબાબકર સિદ્દીક રદી. બહેશ્તગુઝીં થવાથી હઝરત ઉમર ફારૂક રદી. તેમને બદલે ખલીફા નીમાયા. ખલીફા પદ ધારણ કર્યા પછી તેમણે હઝરત ખાલીદને સેનાપતી પદ ઉપરથી દુર કર્યા. જો કે હઝરત ખાલીદના પરાક્રમો વિશ્વ વિખ્યાત હતા. અને નવા ખલીફાને પણ તે માન્ય હતા, છતાં પણ લડાઇઓના અગણીત ખર્ચમાંથી બચવા માટે તેમણે હઝરત ખાલીદને સેનાપતી પદ ઉપરથી દુર કર્યા. જ્યારે આ સમાચાર મદીનાવાસીઓએ જાણ્યા ત્યારે તેમના શોકનો પાર રહ્યો નહી, તેઓ વિચાર કરવા લાગ્યા કે કાંઈ પણ સંગીન કારણ વિના હઝરત ખાલીદને શા માટે તેમના ઓધ્ધા ઉપરથી દુર કર્યા હશે. પછી હઝરત ઉમર ફારૂક રદી. એ સમયસુચકતા વાપરી તેમને શાંત પાડ્યા.



## પ્રકરણ ૨૩ મું.



### હઝરત ખાલીદની કોમ સેવા



જ્યારે અમીરૂલમોમેનીનનો દુત તેમનું આજ્ઞાપત્ર લઈ દમિસ્ક નગરમાં હઝરત ખાલીદની છાવણીમાં પહોંચ્યો, અને આજ્ઞાપત્ર તેમને આપ્યું. ત્યારે પત્રના લખાણ બાબત કાંઈ પણ ક્રોધ ન દર્શાવતાં હઝરત ખાલીદ નામદાર ખલીફાની ઈચ્છાને આધીન થયા. આ સમાચાર જાણીને સમસ્ત સૈનિકો ઘણા ઉશ્કેરાઈ ગયા, પરંતુ હઝરત ખાલીદે તેમને સમજાવીને શાંત પાડયા. હવે ઇસ્લામી સૈન્યના સેનાપતીનું પદ હઝરત અબુ ઓબૈદાને આપવામાં આવ્યું.



## પ્રકરણ ૨૪ મું.



### અબિલાના યુદ્ધમાં હઝરત ખાલીદની વીરતા.



અબીલા નગરમાં પ્રત્યેક વરસે ખ્રિસ્તી ધર્માવલંબીઓનો એક મોટો ઉત્સવ ઉજવવામાં આવતો હતો. તેમાં લાખો મનુષ્યો ભાગ લેતા હતા. ઇસ્લામી સૈન્યના નવા સેનાપતી હઝરત અબુ ઓબૈદાએ તે નગર જીતી લેવા માટે એક મોટું સૈન્ય અબદુલ્લા બીન જાફરની સરદારી તળે મોકલ્યું. પણ

તે સરદાર ખ્રિસ્તિ સૈનિકોના હાથે પરાજય પામ્યો. અને કેદ પકડાયો તેથી તેને સહાયતા આપવા માટે સેનાધિપતીએ હઝરત ખાલીદને મોકલ્યા. તેમણે સ્વપરાક્રમથી દુશ્મનોનો પરાજય કર્યો. આ સમાચાર સેનાધીપતીએ અમીરૂલમોમેનીનને કહેરાવ્યા અને હઝરત ખાલીદના ઘણા વખાણ કર્યા.

## પ્રકરણ ૨૫ મું

### હેમ્સનું યુદ્ધ.



આ લડાઇમાં ઝરાર અબદુલ્લા બીન જાફર, અદુલ્લરહેમાન બીન અબાબકર, અબુઓબૈદા અને ખાલીદ બિન વલીદ ઇસ્લામી સૈન્યના સરદારો હતા. તેમાંના ઝરારે કિલ્લાના બારણા ભાંગી નાખ્યા. એટલે હઝરત ખાલિદે "અલ્લાહો અકબર" નો પોકાર કરતાં નગરમાં પ્રવેશ કર્યો. હેમ્સના રાજાએ સેંટ જ્યોર્જના દેવળમાં દાખલ થઇ પોતાના વિજય માટે ઇશ્વર પ્રાર્થના કર્યા પછી ઇસ્લામી સૈન્ય ઉપર હુમલો કર્યો. આ યુધ્ધમાં ખ્રિસ્તીઓ વીરતાથી લડયા. એટલે હઝરત ખાલીદ પણ પોતાના લશ્કર સહિત તેમના ઉપર તુટી પડયા. અને દુશ્મન દળનો સંહાર કરી લોહીની નહેરો વહેવરાવી. મુસલમાનોના અસહ્ય મારા આગળ ખ્રિસ્તીઓ ટકી શકયા નહિ. તેમનો સેનાપતી મરાયો. અને તેમના સૈન્યમાં ભંગાણ પડયું.

એટલે તેઓ પરાજય પામી ચોપાસ નાસવા લાગ્યા. આ પ્રમાણે મુસલમાનો વિજયી થવાથી હેમ્સના કિલ્લા ઉપર તેમની વિજયપતાકા ફરકવા લાગી.

---

# પ્રકરણ ૨૬ મું.



## યરમુકની લડાઇના કેટલાક બનાવો.

હેમ્સનગર સર કર્યા પછી ઇસ્લામી સૈન્ય ત્યાં છાવણી નાખી પડયું હતું, પણ પાસેના નગરમાં રોમન શહેનશાહ હરક્યુલ્સનો પુત્ર કોન્સટનટાઇન ચાલીસ હજાર સૈનિકોની મદદ વડે મુસલમાનો સાથે યુદ્ધ કરવાની તૈયારી કરી રહ્યો હતો. તેથી રોમનોના અચાનક હુમલામાંથી બચવા માટે પોતાના સૈન્યને યરમૂક નગરમાં ખસેડવાની હઝરત ખાલીદે સુચના કરી. એટલે તદાનુસાર ઇસ્લામી સૈન્યે ઉક્ત નગર તરફ પ્રયાણ કર્યું. પણ તેમને માર્ગમાં રોકી રાખવા માટે શહેન- શાહ હરકયુલ્સે મેન્યુઅલ નામક સરદારની દેખરેખ તળે બે લાખ માણસોનું એક મોટું સૈન્ય મોકલ્યું. માર્ગમાં અનસાનનો બાદશાહ પોતાના સાઠ હજાર સૈનિકો સહિત તેમની સાથે જોડાઇ ગયો. એટલે રોમન સેનાપતી મેન્યુઅલે તેને તેના લશ્કર સહિત આગળ મોકલ્યો. અને પોતે ધીમે ધીમે કુચ કરી. જ્યારે પહેલું રોમન સૈન્ય ઇસ્લામીઓ પાસે આવી પહોંચ્યું. ત્યારે હઝરત ખાલીદ પોતાના સૈન્યમાંથી કેટલાક ચુનંદા સૈનિકો વીણી લઇ રોમન સૈન્ય ઉપર તુટી પડયા, અને તેમનો સંહાર કરવા લાગ્યા. જોતજોતામાં હજારો રોમનો યુદ્ધમાં ખપી ગયા. તેથી તેઓ પરાજય પામ્યા. પણ યઝીદ ઝરાર, અને રફીનામક બે ઇસ્લામી સૈનિકોને કેદ કરી

પોતાની સાથે લેતા ગયા. અને તેમને મેન્યુઅલની છાવણીમાં પહોંચાડી દીધા. હવે મેન્યુઅલનું સૈન્ય પણ નિકટમાં આવી પહોંચ્યું. અને મુસલમાનોને પણ મદીનાથી આઠ હજાર માણસોની કુમક આવી પહોંચી; તેથી ભય પામીને રોમન સેનાધીપતીએ ઇસ્લામી સેનાપતી પાસે સંધિની માગણી કરી. અને તેમને પોતાની છાવણીમાં બોલાવ્યા. એટલે હઝરત ખાલિદ સો સૈનિકો સહિત દુશ્મનોની છાવણીમાં આવ્યા. પણ પહેરાવાળાએ આટલાબધા માણસો સાથે તેમને પોતાના સરદારના તંબુમાં જવા દીધા નહિ. તેથી તેમણે પણ એકલા જવાનો ઇન્કાર કર્યો. પછી પહેરાવાળાએ તંબુમાં જઇ પોતાના સરદારની સલાહ લીધી. એટલે તેણે શસ્ત્ર રહીત સર્વ માણસોને અંદર આવવા દેવાની આજ્ઞા કરી. પરંતુ હઝરત ખાલીદે તેનો પણ સ્વીકાર કર્યો નહિ. તેથી રોમન સરદારે શસ્ત્ર સહીત તેમને આવવા દેવાની આજ્ઞા કરી. એટલે હઝરત ખાલીદ પોતાના માણસો સહિત રોમન સરદારના તંબુમાં આવ્યા. પછી તેમને માટે ખુરશીઓ લાવવામાં આવી. પણ ખુરસીઓ ઉપર ન બેસતાં તેઓ ગાલીચા ઉપર બેસી ગયા. કારણ પૂછતાં તેમણે જણાવ્યું કે " માણસ માટીમાંથી ઉત્પન્ન થયો છે, અને છેવટે માટીમાંજ મળી જવાનો છે, તેથી નીચે બેસવાને અમને કાંઇ વાંધો નથી. "

પછી રોમન સરદાર મેન્યુઅલે તેમને ઘણા પ્રશ્નો પૂછ્યા, જેમના તેમણે યોગ્ય ઉત્તરો આપ્યા. અને છેવટે ક્રોધપુર્વક જણાવ્યું કે "એક દિવસે અમે તમારા ગલામાં પટો પહેરાવી તેમને અમીરૂલમોમેનીનના દરબારમાં મોકલીશું." આ વાક્યો

સાંભળીને મેન્યુઅલના ગુસ્સાનો પાર રહ્યો નહિ. તેણે ક્રોધ પુર્વક કહ્યું કે " જો તમે સુલેહના દુત ન હોત તો હું તમારો શિરોચ્છેદ કરત, પણ તમે દુત હોવાથી લાચાર છું, છતાં આ તમારા અપરાધને બદલે મારી પાસે જે ચાર ઇસ્લામી કેદીઓ છે તેમના પ્રાણ લઇશ." હઝરત ખાલીદે જવાબ આપ્યો કે " અમે જગતકર્તાના સોગંદ ખાઇને કહીએ છીએ કે જો તમે એક ઇસ્લામીના વાળને પણ વાંકો કરશો તો અમે એકને બદલે એક લાખ ખ્રિસ્તીઓના પ્રાણ લઇશું " આ પ્રમાણે બોલી તેમણે અને તેમના સાથીઓએ પોતપોતાની તલવારો મ્યાનમાંથી બહાર કાઢી. મુસલમાનોની આવી અપુર્વ વીરતા જોઇ રોમન સરદાર ચકિત થયો. અને કહ્યું કે તમારી હિમ્મતની કસોટી કરવા માટે મેં માત્ર ધમકી આપી હતી. આ રહ્યા તમારા ઇસ્લામી બિરાદરો, તેમને ખુશીથી આપની સાથે લઇ જાવ. પછી મેન્યુઅલની માગણી અનુસાર હઝરત ખાલીદે પોતાનો કિરમીઝી રંગનો તંબુ તેને ભેટ આપ્યો, અને ઇસ્લામી કેદીઓને લઇ પોતાની છાવણી તરફ કુચ કરી.



# પ્રકરણ ૨૭ મું

## યરમુકનું યુદ્ધ.

હી. સ. ૧૫ અને ઇ. સ. ૬૩૭ ના નવેમ્બર માસમાં રોમનો અને મુસલમાનો વચ્ચે છેલ્લું યુદ્ધ થયું. અબુ ઓબૈદાએ સંજોગોનો વિચાર કરી હઝરત ખાલીદને સેનાપતી બનાવ્યા. અને પોતે સૈન્યના પૃષ્ઠ ભાગમાં સ્ત્રીઓના રક્ષણ અર્થે રહ્યા. યુદ્ધ આરંભ કરતાં પહેલાં હઝરત ખાલીદે પોતાના સૈનિકોને નીચે પ્રમાણે ઉપદેશ આપ્યો.

"મારા શુરવીર સૈનિકો, સ્વર્ગ તમારી સામેજ છે. અને નર્ક તથા શયતાન તમારી પાછળ છે. જો આજે તમે વીરતાથી લડશો તો સ્વર્ગમાં તમને આરામ મળશે. અને જો યુદ્ધમાંથી પાછી પાની કરશો તો નર્ક પણ તમારે માટે તૈયાર છે."

શુરવીર મુસલમાનો માટે માત્ર આટલાજ શબ્દો બસ હતા. ઉપર્યુક્ત શબ્દોએ તેમના ઉપર વિજળીના જેવી અસર કરી. તેથી "અલ્લાહો અકબર" નો પોકાર કરીને તેઓ શત્રુઓ ઉપર તુટી પડયા. એટલે ઉભય પક્ષો વચ્ચે ભારે યુધ્ધ ચાલ્યું. તેમાં રોમનોએ મુસલમાનોના કેટલાક હલ્લા પાછા વાળ્યા. આથી કાંઇક નિરાશ થઇ મુસલમાનો પાછળ હઠયા, પરંતુ શુરવીર ઇસ્લામી અબળાઓએ તિરસ્કારથી તેમના ઉપર હુમલો કરી તેમને રોમનો સાથે પૂન: લડવાની

ફ્રરજ પાડી. આ નાસનારા સૈનિકોમાં અબુ સુફીઆન પણ હતા. તેમના ઉપર એક ઇસ્લામી અબળાએ તંબુના વાંસ વડે હલ્લો કરી તેમને ઘાયલ કર્યા. મુસલમાનો બે ત્રણવાર રોમનો સામે ગયા, પણ દરેક વખતે તેમને પાછળ હઠવું પડયું. ધનુષધારી રોમનોએ સાતસો મુસલમાનોની એક વા બે નેત્રોને નુકશાન કર્યું. આ પ્રમાણે લડતાં લડતાં સંધ્યાનો સમય થવાથી યુધ્ધ બંધ રહ્યું. અને બીજા દિવસની પ્રભાતે પુન ચાલુ થયું. આ પ્રમાણે એક સપ્તાહ પ્રર્યંત બન્ને પક્ષો વચ્ચે યુધ્ધ ચાલ્યું. છેવટે મુસલમાનો વિજયી થયા. અને શત્રુઓ પાસેથી તેમને પુષ્કળ દ્રવ્ય મળ્યું.



# પ્રકરણ ૨૮ મું.



## હલબ ઉપર ઇસ્લામી વિજયપતાકા.



હી. સ. ૧૭ માં ખ્રિસ્તીઓએ બેતુલમુકદ્દસ ( જેરૂસાલેમ ) મુસલમાનોને સોંપ્યું. ત્યાર પછી ઇસ્લામીઓએ હલબ નગર ઉપર ચઢાઈ કરી. યઝીદ બીન અબુ સુફીઆન તે સૈન્યના સેનાધિપતી હતા. હલબ નગરનો રાજા એક રોમન હતો, ઉભય પક્ષો વચ્ચે લાંબા સમય પ્રયંત યુધ્ધ ચાલ્યું. પણ કાંઈ પરિણામ આવ્યું નહિ. એટલે હઝરત ખાલીદ પોતાના સૈનિકો સહિત ઇસ્લામીઓની કુમકે આવી પહોંચ્યા. અને રોમન રાજા સાથે કિલ્લાની બહાર જબરૂં યુધ્ધ કર્યું. તેમાં મુસલમાનોને જીત મળવાથી રોમન રાજા પોતાના લશ્કર સહિત કિલ્લામાં ભરાઇ ગયો. એટલે મુસલમાનોએ નગરને ઘેરી લીધું. ઘેરો લાંબા સમય સુધી ચાલ્યો. એક રાત્રે રોમન રાજાએ નિદ્રાધીન મુસલમાનો ઉપર હલ્લો કરી સાઠ સૈનિકોને કાપી નાખ્યા. અને પચાસને કેદ પકડયા. તેમનો પણ પાછળથી શિરોચ્છેદ કરવામાં આવ્યો હતો. આ પ્રમાણે એક વાર છળ કપટમાં ફાવી જવાથી રોમનોએ ફરીથી ઇસ્લામીઓ ઉપર રાત્રે હુમલો કર્યો. આ વખતે હઝરત ખાલીદ સાવચેત હોવાથી તેમણે પોતાના લશ્કર સહિત શત્રુઓ ઉપર હુમલો કરી તેમને કાપી નાખ્યા. પાંચ માસ સુધી ઘેરો ચાલુ રહ્યો. છઠ્ઠા માસની શરૂઆતમાં મુસલમાનોએ

સુરંગ ફોડી કિલ્લામાં બાકોરૂં પાડયું. અને અંદર પ્રવેશ કરી શત્રુઓ ઉપર હલ્લો કર્યો. તેથી લાચાર થઇને શત્રુઓએ સંધિની માગણી કરવાથી યુધ્ધ બંધ રહ્યું. અને ઉભય પક્ષો વચ્ચે સંધિ થઇ એટલે રોમન રાજા અને તેના સહચારીઓએ ઇસ્લામી ધર્મનો અંગીકાર કર્યો.



# પ્રકરણ ૨૯ મું.



## હઝરત ખાલીદના સદ્‌ગુણો.

હઝરત ઉમર ફારૂક રદી○ ને એવો ખ્યાલ ઉત્પન થયો હતો કે હઝરત ખાલીદ ચઢાઇઓ પાછળ વ્યર્થ ખરચ કરે છે. તેથી તેમણે તેમને સેનાધિપતી પદ ઉપરથી ઉતારીને સરદારની પદવી આપી હતી. તેમ છતાં કોઇપણ પ્રકારનો રોષ દર્શાવ્યા વિના તેમણે પોતાની ફરજ બજાવી હતી. અને પ્રત્યેક યુદ્ધમાં સેનાધિપતી કરતાં પણ વધુ પરાક્રમ દેખાડયું હતું. હેમ્સના વિજય પછી ચોતરફથી હઝરત ખાલીદને મુબારકબાદીના પત્રો મળવા લાગ્યા. અને એક અરબ શાએરે તેમના માનમાં એક કવિતા લખી. તેથી હઝરત ખાલીદે તેને ત્રીસ હજાર રૂપિઆ ઇનામ (પારિતોષક) તરીકે આપ્યા. આ વાત જાણીને હઝરત ઉમર ફારૂક રદી○ તેમના ઉપર ક્રોધે ભરાયા. અને તેમની ચોકસી કરવા માટે એક કમીટી નીમી. આ કમીટીએ સર્વાનુમતે તેમને નિર્દોષ ઠરાવ્યા. પરંતુ હઝરત ઉમર રદી○ એ તેમને લસ્કરી નોકરીમાંથી અલગ કર્યા. અને લોકોને સમજાવ્યું કે "ખાલીદને અમે કાંઇ છળ કપટ કે તેવા કોઇ બીજા અપરાધને માટે બરતરફ કર્યા નથી, પણ તેમના નકામા ખર્ચને લીધેજ લાચારીથી અમને તેમ કરવું પડયું છે" હઝરત ખાલીદ એક શુરવીર સેનાપતી હતા. યુદ્ધ પ્રસંગે તેમનો સ્વભાવ કાંઇક નિર્દય થતો

હતો. છતાં પણ સ્ત્રીઓ તરફ દયાભાવ દર્શાવવાને ચુકતા નહિ. તે એક ચુસ્ત મુસલમાન હતા. સંકટ પ્રસંગે ધૈર્ય ધરી જગતકર્તા આગળ પ્રાર્થના કરવાનો, અને વિજય પ્રસંગે તેનો આભાર માનવાનો તેમનો મુખ્ય સદ્દગુણ હતો.

---

# પ્રકરણ ૩૦ મું.



## હઝરત ખાલીદની વફાત.



લશ્કરી ઓહ્દા ઉપરથી પદભ્રષ્ટ કરવાથી હઝરત ખાલીદ ઘણા દિલગીર થયા. અને તે દિલગીરીને લીધે હીજરી સન ૧૭ ની આખેરીમાં આ અસાર સંસારનો ત્યાગ કરી ગયા. મરણ પ્રસંગે તેમને એજ શોક હતો કે " મારો દેહ રણ-ભૂમામાં કેમ પડ્યો નહિ " જો કે હઝરત ખાલીદની વફાતને અને લાંબો સમય થઇ ગયો છે. છતાં તેમની કીતા તો સદા અમર રહેશે. તેમના શુરાતનના કામો આ વિશ્વના અંત પ્રયંત ઇસ્લામીઓના અંતકરણમાં જળવાઈ રહી, તેમનો ધાર્મિક જુસ્સો જાળવી રાખશે. સૈનિકો તેમને એક દેવતા સમાન સન્માન આપત્તા હતા. તેમની વફાતથી હઝરત ઉમર ફારૂક રદી. પણ ઘણા દિલગીર થયા. અને જ્યારે તેમણે સાંભળ્યું કે હઝરત ખાલીદ એક ઘોડો, એક તલવાર અને એક અનુચર સિવાય બીજી કાંઈ મિલકત મુકી ગયા નથી, ત્યારે તે નામદાર પોતાની ભુલને માટે ઘણો પસ્તાવો કરવા લાગ્યા, અને હઝરત ખલીદની કબર ઉપર જઇ સારી પેઠે રડ્યા.[1] જ્યારે હઝરત ખાલીદને ભૂમીદાહ કરવામાં આવ્યા, ત્યારે મુગયરાવંશની સઘળી અબળાઓએ કબ્રસ્તાનમાં જઇ તેમની કબર ઉપર પુષ્પ ચઢાવ્યા.

---

૧ હઝરત ઉમર રદી. નો ઇન્સાફ અહીં જણાઇ આવે છે. તે નામદાર પ્રસંગ અને ન્યાયને અનુસરીને કામ કરનારા પુરૂષ હતા.

# પ્રકરણ ૩૧ મું.



## હઝરત ખાલીદનું કુટુંબ.



હઝરત ખાલીદને સંતતિ સુખ સારૂં હતું, પરંતુ શામ અને રૂમમાં પ્લેગ ચાલવાથી તેમના કેટલાંક બાળકો મરણ પામ્યાં. તેમના પુત્રોમાં સુલેમાન અને અબ્દુલરહેમાન સુવિખ્યાત હતા. કેટલાક ઇતિહાસવેતાઓનું કહેવું એમ છે કે હઝરત ખાલીદનું આખું પરિવાર પ્લેગથી ગુજરી ગયું હતું. અને તેમનો વંશ રહેવા પામ્યો હતો નહિ. પરંતુ અફઘાન લોકો પોતાને તેમના વંશમાં ગણાવે છે, વળી શામ નગરમાં એક અરબ કુટુંબ પણ પોતાને તેમના વંશમાં ગણાવે છે અને હમણા પણ તે કુટુંબની ખાલીદના નામથી ઓળખાય છે.



# પ્રકરણ ૩૨ મું.

## હઝરત ખાલીદની કબર.

હઝરત ખાલીદનો દેહ મદીનામાં પડ્યો કે હેમ્સમાં, તે વિષે ઇતિહાસવેતાઓમાં મતભેદ છે. પરંતુ સામાન્ય માન્યતા એવી છે કે તે હેમ્સ નગરમાં વફાત પામ્યા હતા. પણ આગલા પ્રકરણમાં બતાવ્યા પ્રમાણે હઝરત ફારૂક રદી. એ તેમની કબર ઉપર જઇ સારી પેઠે રૂદન કર્યું હતું. હવે તે વખતે અમીરૂલમોમેનીનનો નિવાસ મદીનામાં હતો. તે ઉપરથી અનુમાન થઇ શકે છે કે હઝરત ખાલીદની કબર પણ ત્યાંજ હોવી જોઇએ.



# મીરાતે એહમદી.

ગુજરાતની પ્રખ્યાત ફારસી તવારીખ મીરાતે એહમદીનું મહા મહેનતે ગુજરાતી ભાષાંતર બહાર પાડવામાં આવ્યું છે. એમાં ઇસ્લામની જાહોજલાલી અને ગુજરાતમાં ઇસ્લામી રાજ્યની સંપૂર્ણ હકીકત દર્શાવવામાં આવી છે, દરેક તવારીખના શોખીનોના માટે ઘણીજ જરૂરી છે. અસલ ઉપરથી મૌલાના મોલવી જનાબ નિઝામુદ્દીન સાહેબ ફારૂકી ચીસ્તીએ ગુજરાતી ભાષામાં તરજુમો કરેલો છે. ગ્લેજ કાગળ, સોનેરી નામ સાથની અંગ્રેજી બાંધણીના ૪૩૭ પાનાનાં દળદાર પુસ્તકની કીંમત પાંચ રૂપીઆ.

લખો —મેનેજર પોલિટિકલ સોમીઓ,

લાલ દરવાજા અમદાવાદ